બેગી [illegible]માં અને હીરા ટીપનાં અજબ પરાક્રમ
બતાવનારી કલ્પીત વારતા.

# શીતમગજ શયતાન

યાને

# બંગાળાનો વાઘ.

એકજ ભાગમાં સંપુર્ણ વારતા.

લેખક

ચુનીલાલ કલ્યાણજી [illegible]મહેર

મુ. સાવરકુંડલા. (હાલ-મુંબાઈ)

ની પાસેથી સર્વ હક્ક ખરીદ કરી

છપાવનાર અને પ્રગટ કરનાર.

બુકસેલર. કંચનલાલ શાંતિલાલ [illegible].

મુ. નડીઆદ

સન ૧૯૩૧ આવૃત્તિ ૧ લી પ્રત ૧૫૦૦

કીંમત બાર આના.

રા. ચુનીલાલ કલ્યાણજી કૃત પુસ્તકો તૈયાર છે

## પાંચ લાખનું પાણી.

## તવંગરની તલવાર

## સૌન્દર્ય સંગ્રામ

## આકાશમાં અકસ્માત



---

નવીન સુબોધ આપનાર કલ્પીત વારતા.

# સ્વર્ગની અપ્સરા

યાને

# શ્રાપીત સુંદરી

એકજ ભાગમાં સંપુર્ણ વારતા.

કીંમત બાર આના.



---

અમદાવાદ પાનકોર નાકે "વાસુદેવ" પ્રીન્ટીંગ
પ્રેસમાં ઈશ્વરલાલ મોતીલાલે છાપી.

# અનુક્રમણિકા.

# શીતમગર શયતાન
યાને
# બંગાળાનો વાઘ.

## પ્રકરણ ૧ લું.



### વિચિત્ર ચોર !

' વિનાયક ? '

' જી '

' જો તો સામે શું તણાતું દેખાય છે ? '

' ક્યાં ? '

' જો, સાગરની મધ્યમાં અહીંથી ઉત્તર દિશા પ્રતિ. '

' અરે હા ! એ તો કોઈ માનવી જેવું જણાય છે. '

' મને પણ તેમજ જણાય છે '

' કોઈ અભાગીએ આત્મત્યાગ કર્યો હશે. દુઃખના અસહ્ય ભારથી જીવનનો અંત આણ્યો હશે. ઓ પ્રભો ! '

' વિનાયક ! ત્હારા હૃદયમાં દયા છે ? ત્હને કોઈનો જાન બચાવવાની ઉમેદ છે ? ત્હારા અખિલ જીવનમાં ત્હેં એક પણ પરોપકારનું કાર્ય ઉત્સાહથી ઉમંગથી કર્યું છે ? '

' બિહારી ! તું આજે આમ કેમ બોલે છે. શું મ્હારે ત્હારો નવો પરિચય છે કે ? કહે, બિહારી ! ત્હારી શી ઇચ્છા છે. ' વિનાયક ગળગળે અવાજે બોલ્યો.

' પ્રિયભાઇ ! આજની મ્હારી સ્થિતિ નિત્ય કરતાં વિચિત્રજ છે. સાગરને તીરે, શાંતીમય સ્થાને, તને બોલાવવાનું કંઈક કારણ હતું. કિંતુ.........

' કિંતુ......શું ? બિહારી ! બિહારી !! મને વધુ ન અકળાવતાં જલદી વાતનો સ્ફોટ કરો ' વિનાયકે અધીરા બની કહ્યું.

' વિનાયક ! મ્હારૂં દુઃખ, મારી વાત, પેલા ડુબતાં માનવી જેટલી જરૂરી જણાતી નથી. ગમે તે ભોગે એ માણસને બચાવવોજ જોઇએ. જીવ હશે તો બચાવવા યત્ન કરીશું અગર એ દુઃખી દેહની છેલ્લી વિશ્વીય ક્રિયા કરીશું. વિનુ ! જા, જલદી જા, અને એને બચાવ. ' બિહારી દયાથી દ્રવતા હૃદયે બોલી ઉઠયો.

' જેવી ઇચ્છા ' બોલી વિનાયક તેજ ક્ષણે કપડાં કિનારા પર કાઢી ઉછળતા સાગરમાં કુદી પડયો.

સાગરના મોજાઓમાં મનુષ્યને પાછા હડસેલવાની તાકાત હતી, કિંતુ મનુષ્યમાં આત્મશ્રદ્ધા હતી, મોજાઓમાં ભયંકર કાળ સમી ક્રુરતા હતી, કિંતુ દયાના આવિર્ભાવથી ઉભરાયલું વિનાયકનું હૃદય વધુ મજબુત હતું. સાગરના મોજાઓ સૂર્યકિરણોથી ચળકી રહ્યાં હતાં, કિંતુ પ્રથમ પરોપકાર કરતાં વિનાયકનું મુખ તેથીયે વધુ

તેજથી ઓપતું હતું. સાગરમાં મારણુ શક્તિ હતી કિંતુ વિનાયકમાં એક તારકને છાજતી વિરતા અને તાકાત બન્ને હતા. સાગરને મન એ તો નિત્યની રમત હતી, તાંડવ નૃત્ય હતું, કિંતુ વિનાયકને માટે તે તો જીવનમરણુના ખેલ હતા. વિનુને આગળ વધતો નીરખી બિહારી હર્ષના પોકાર કરી તેને શુર ચડાવતો હતો.

થોડાજ સમયમાં વિનાયક તે શબ નજીક જઈ પહોંચ્યો. શબને હસ્તગ્રહ કરતાં તેનાં આનંદની અવધિ રહી નહિ. સાગરનાં ઉછળતાં પ્રચંડ મોજાઓની મધ્યમાં દેહમાં ચેતન છે કે નહિ તેની તપાસ કરવાનો તેને સમય પણુ ન હતો. મૃતદેહને હાથ કરવાનું પોતાનું કર્તવ્ય સમજી તે સપાટાબંધ કિનારા પ્રતિ ફરવા લાગ્યો. અચાનક તેની આંખ ફરકી.

જેટલીજ ત્વરાથી આંખ ફરકી તેટલીજ ત્વરાથી તેના શૂન્ય મગજમાં વિચારોનો પ્રવાહ શરૂ બની ગયો. અશુભની તેને આ શંકા થઈ. અને તે શંકાએ તેનું તેજ પ્રભાવ શક્તિ અને બળ હરી લીધા. જેટલા ઉત્સાહથી તે શબને બચાવવા ગયો હતો તેથી અર્ધો પણુ ઉત્સાહ તેનામાં રહ્યો નહી. મહામુશીબતે તે કિનારા પ્રતિ માર્ગ કાપવા લાગ્યો. ઘડીમાં શબ પ્રતિ તો ઘડીમાં બિહારી પ્રતિ તો ઘડીમાં પોતાના કર્તવ્ય પ્રતિ તે નીરખી રહ્યો હતો. શૂન્ય બની તે આગળ વધતો હતો. તેની શક્તિનો અખૂટ ભંડાર ખૂટતો જતો હતો. પ્રેરણા શક્તિ કે જેથી ઉત્સાહીત થએલા મનુષ્યો ગમે તેવા ભયંકર તથા મહાન કાર્યો સહેલાઇથી કરી શકે છે, તેનો નાશ થવા લાગ્યો.

ફરી ફરી તેને એજ વિચાર આવવા લાગ્યા. જેટલી સહેલાઈથી તથા ત્વરાથી જે સ્થળે પહોંચી શકાયું હતું, તેજ સ્થળેથી પાછા ફરવું વધુ મુસ્કેલ ભાસ્યું. ' અરે ! પણ બિહારીને આ શબ સાથે સંબંધ શો ? શા માટે ખાનગી વાત ગૃહે ન કરતાં સાગરના ભયંકર કીનારા પરજ કરવાની હતી. આમાં પણ કાંઇક ભેદ છે. વળી બિહારી પણ ચાલાક તરીયો છતાં આ કાર્ય કરવાની મને શા કારણે પ્રેરણા કરી ? બિહારીનાં આજના સર્વ કાર્યો ભેદી જણાય છે. બિહારી ભેદી પુરૂષ જણાય છે. મ્હારે અને બિહારીને સંબંધ શો ? ફકત મિત્રતાનોજ અરે ના. ના, મિત્રતા ? ફકત નવી મીઠી ઓળખાણ તેનો નિખાલસ અને મીઠો સ્વભાવ અમૃત સમી ઇચ્છવા યોગ્ય વાણીજ આ સર્વનું કારણભુત છે. ઇત્યાદિ અનેક તર્ક વિતર્કો કરતો વિનાયક આગળ વધતો હતો. તે સ્વગત બોલી ઉઠયો ' વિનુ ' તને આજ શો રોગ લાગુ પડયો છે ? નિર્દોષ બિહારી પર આળ ચડાવવાની ત્હારી શી હિંમત ? હુંજ મુર્ખો છું. જો સામેજ બિહારી પ્રફુલ્લિત વદન સહ મ્હારી આતુરતાથી રાહ નીરખતો ઉભો છે.

કાંઠે ઉભેલા બિહારીએ વિનાયકને નજીક નીરખતાંજ બુમ પાડી ' વિનાયક ! '

' જી. '

' મનુષ્ય છે ને ? '

વિનાયકે ડોકું ધુણાવી હકારમાં પ્રત્યુત્તર આપ્યો એકદમ કિનારા નજીક આવી પહોંચ્યો એટલે બિહારી તેને મદદ કરવાં ગયો. વિનાયકના હાથમાંથી શબને લઈ રેતી પર સુવરાવતા તે બોલી ઉઠયો, ' અરે ! આતો સ્ત્રી જણાય છે. ! વિનાયક તું આ શબને ઓળખે

છે ? ' મૃતદેહની નજીક બેસતાં તથા તે સ્રીનો હસ્ત પોતાનાં હસ્તમાં લેતો બિહારી બોલ્યો.

વિનાયક કંઇ પણ બોલ્યો નહિ. બિહારીના પ્રશ્નો તરફ બેદરકાર બની તે પોતાના વસ્રો પહેરવા લાગ્યો. ટાઢથી તેનું અંગ ધ્રુજતું હતું તેના દાંત કચકચતા હતા.

વિનાયકને શાંત નીરખી બિહારીએ ફરી પુછ્યું, ' વિનુ ! કેમ બોલતો નથી ? જો આ તો કોઇ ધનવાન સ્રી જણાય છે. તેના દેહમાં જરા પણ ગરમી જણાતી નથી. વિનુ જરા તપાસ તો. '

પ્રત્યુત્તર આપ્યા સિવાય વિનાયક તો પોતાનું કાર્ય કર્યેજ જતો હતો. બિહારી વિનાયકની સ્થિતિમાં ફેરફાર જોઇ શકયો હતો. બિહારી બચાવેલ રમાનો હસ્ત છોડી વિનુ ઉભો હતો ત્યાં ગયો અને એકી ટસે તેના મુખપ્રતિ નીરખવા લાગ્યો. વિનુએ પોતાનું મુખ નીચુ નમાવ્યું.

' વિનુ ! '

' જી '

' તને શું થયું છે ? મ્હારા પ્રતિ ખોટા વિચારો આવ્યા છે ? ' જરા પ્રતિભાભરી ભાષામાં તેણે પ્રશ્ન કર્યો.

' બિહારી ! ત્હારી અટકળ સત્ય છે. બિહારી, તું જાણે છે કે હું તને મારા હૃદયથી ચાહું છું. હું તને મ્હારો આત્મા ગણું છું. આપણે આજસુધી નિખાલસતાથી વાતો કરતા હતા. આજે હું નથી સમજીશકતો કે નિત્યનો સાદો બિહારી સાગરના તટે શું દાવપેચ રમી રહ્યો છે. આજની ત્હારી વાત પણ હું નથી સમજી શકતો. મને નિત્યના બિહારીમાં ને આજના બિહારીમાં આકાશ પાતાળનો તફાવત જણાય

છે. બિહારી ! આ સ્ત્રી સાથે ત્હારે શો સંબંધ ? તેના શબ પ્રતિ ત્હારૂં ધ્યાન પણ કેમ પડયું ? ' અત્યાર સુધી મૌનધારી ઉભેલો વિનાયક બોલી ઉઠયો.

' વિનુ ! ત્હારો બિહારી તો નિત્યનો છે તેજ છે. ત્હારામાં તફાવત જણાય છે. વિનુ ! હું ત્હારી સર્વ શંકાઓ સમજી શકયો છું અને તે સર્વ યોગ્ય છે. સમય આવે હું તને સર્વ કહીશ. હાલ તો એટલું માની લે કે હું ત્હારો બિહારી છું. સાગર તીરે તારી સાથે વાતચીત કરવા આવ્યો છું. અને અકસ્માતથી આ સુંદરીરત્નને આપણે બચાવ્યું છે. ' જરા ગંભીર અવાજમાં બિહારીએ પ્રત્યુત્તર આપ્યો.

' વિનુ ! તું આ રમાને ઓળખે છે ? ' બિહારીએ પ્રશ્ન કર્યો.

'નગરના આત્માની આત્મવત્, સુરૂપા હંસાબાને કોણ નહિ ઓળખતું હોય ? બિહારી ! ઓળખ્યા પછીજ મ્હારી શંકા મજબુત બની છે મને તું જલદી જણાવ કે આ સર્વ શું છે ? હું કયાં છું ? આપણી શી પરિસ્થિત છે ? અને આ અબળાને બચાવવાથી આપણે કેવા સંકટમાં મુકાયા છીએ. મ્હને તો બિહારી એક ભેદી પુરૂષ જણાય છે. બિહારી ! મને કહીશ કે આ સર્વ શું છે ? ધ્રૂજતા અવાજથી વિનુએ ભાન ખોતા બિહારી તરફ શંકાશીલ બની પુછ્યું.

' વિનુ ! હવે હદ થઈ, મ્હારી ધીરજનો અંત આવ્યો છે. શાંત થા. જે થાય તે જોયા કર. ' જરા સખ્તાઈ તથા આશામય અવાજે બિહારી જવાબ આપી ફરી તે રમાપ્રતિ ગયો.

એક ક્ષણ વિચાર કરી બિહારીએ તે મૃતદેહ પરથી સર્વ દાગિના તથા કિંમતી આભુષણો ઉતારી લીધા અને એક પોટકીમાં

 ૧૫૯૪૦

બાંધી લીધા. અત્યાર સુધી નિર્દોષતાની સજીવન મુર્તિસમા બિહારીએ એ મૃતસુંદરીના શબને જોરથી ઠોકર મારી અને ધુળમાં રગદોળાતું કરી મુકયું.

આ નીરખી વિનાયક બોલી ઉઠયો, 'બિહારી! આ શું કરે છે? દયાના નામથી તે સ્ત્રીને આટલાજ માટે બહાર કાઢી હતી? તું જાણે છે કે એ હંસા છે ને હું વિનાયક છું. વિનાયકની પવિત્ર હાજરીમાં તું શું કરી રહ્યો છે, તેનું તને ભાન છે?'

'ચુપકર! વિનાયક!! ત્હેં હજુ પણ મને ઓળખ્યો નહીં? આ એજ બિહારી છે કે જે જગતનો જુગારી છે, અને જે વીરતાને માટે પંકાયો છે. આ એજ બિહારી કે જેણે હંસા પાસે પ્રેમની માગણી કરી હતી અને તેનો ન સ્વિકાર થતાં હંસાનો ભયાનક રીતે વિનાશ કર્યો છે આ એજ બિહારી કે જેણે ભોળા વિનાયકને ફસાવી તેનાજ ઘરમાં આગ લગાડી છે, અને હવે આ એજ પ્રખ્યાત બિહારી છે કે જે વિનાયકના દેખતા હંસાના સર્વ દાગિના લઈ ચાલ્યો જાય છે. વિનાયક! આતો મ્હારો ધંધો છે. ત્હારા જેવા અવનવા પંખીને જાળમાં મેળવ્યાજ કરૂં છું. બસ, હવે જાઉં છું. ભાવીમાં ભેટો થશે.' આટલું કહી બિહારી તત્ક્ષણ ત્યાંથી રવાના થઇ ગયો. વિનાયકની સર્વ શક્તિઓ હરાઇ ગઇ. જતા બિહારીને તે કશું પણ કરી શકયો નહિ. તેનાથી બોલાઈ જવાયું 'આતે કઇ જાતનો ચોર?'

## પ્રકરણ ૨ જું.

## બદમાશ બિહારી.

વિનાયક સ્તબ્ધ બની ગયો. તેના આશ્ચર્યની પરિસીમા રહી નહિ. તેની સમસ્ત જીંદગીમાં તેણે આવો ચાલાક લુટારો કદી પણ જોયો ન હતો, તો અનુભવ્યો તો કયાંથીજ હોય ? વિનાયક વિચારની પરંપરાએ ચઢયો. " અહો, કેવો ચાલાક ! 'જેનું ખાધું તેનુંજ ખોદયું.' તેની મધુરતાથી, નિર્લોભતાથી, ઉદારતાથી અને ચાલાકીથી મને વશ કર્યો, મને વશ કરી આ નગરના આત્મસમા રમેશદત્તની પુત્રી પરજ છાપો માર્યો. અરે ! હવે હું રમેશદત્તને શું પ્રયુત્તર આપીશ ? આવો નાપાક મિત્ર કરવા માટે હું શું પશ્ચાતાપ કરૂં ? મ્હારા જીવનરક્ષકને હવે મ્હારાથી મુખજ ન દેખાડાય. જે ક્ષણે રમેશદત્તને તેની પુત્રીના પરલોકની જાણ થશે તે સમયે કોની તાકાત હશે કે એ નરવીરથી છાનો રહેવાની હિંમત કરશે. ધારો કે હું અત્યારેજ અહિંથી છાનોમાનો ચાલ્યો જાઉં અને આ વાત મ્હારાથી અજાણી તરીકે છુપાવું તો ? તેના કરતાં પ્રથમ તો જીંદગીમાં જુઠું ન બોલેલો વિનાયક જુઠું બોલી સ્વવચનને તિલાંજલી આપે છે ને પ્રભુનો મહાન ગુનેગાર બને છે, અને બુદ્ધિમાન રમેશને બિહારીની ગેરહાજરી તરતજ જણાશે. તેમ થતાં તો આપણા બારજ વાગ્યા ગણાય. ત્યારે હવે ઉપાય શો ? કેવી રીતે આત્મરક્ષણ કરવું ? "

વિનાયક તેજ અવસ્થામાં ત્યાંજ ઉભો રહ્યો, ક્ષણમાં તે હંસાના શબ પ્રતિ નીરખતો હતો તો ક્ષણમાં દૂર દૂર દેખાતા નગર પ્રતિ

નીરખતો હતો. ધીમે ધીમે તે હંસા નજીક ગયો. હંસાનો કોમળ કર પોતાના કરમાં લીધો અને બબડી ઉઠયો, 'હંસા, ઓ હંસા ! તું સદાયે જગતમાંથી ગઈ ? અમારો ત્યાગ કરીને શું તું સુખ માને છે.' હા ! હંસા એટલે નગરનું તેજ, હંસા એટલે નગરનો પ્રાણ હંસા એટલે નગરનું નુર. હંસા એટલે વિશ્વનું સર્વોત્તમ અણસુંધ્યુ, વીણુકરમાયલું કાચું કુસુમ. હંસા એટલે દત્તના ગૃહની સુવાસિત કસ્તુરી. હંસા એટલે રમેશદત્ત પોતે. અને રમેશદત્ત એટલે આ નગરનો આત્મા. આત્મા સિવાયનું આ જડ શરીર વ્યર્થ છે, નકામું છે. તે સડી જાય છે, ગંધાય છે ને છેવટે તેનો નાશ છે. તેવીજ રીતે હંસા વિના આ નગરના જરૂરજ વિનાશ છે. અરે ! ઓ વિનાશના વિપરિત કાળ ! જો ત્હારે અમારી ઉપર આક્રમણ કરવુંજ હતું તો શા માટે દુષ્કાળ યા રોગચાળો ફેલાવીને અમારો નાશ ન કર્યો. જો ત્હારાથી અમારા સુખ દખા ન્હોતા શકાતા તો શા માટે ભયંકર આગથી યા પ્રલયકાળના વાયુથી અમને તારે શરણે ન લીધા. અરે ! આવી સુકોમળ બાળા પર ત્હારો ક્રુર હાથ શા માટે લંબાવ્યો ? "

વિનાયક હંસાના શરીર પર મસ્તક ઝુકાવી તેજ સ્થિતિમાં ત્યાં શુદ્ધબુદ્ધહીન બની પડી રહ્યો. તેના મગજમાં ગુંજી રહ્યું કે ' બદમાશ બિહારી. '

*　　　*　　　*

પવિત્ર ગંગાનદીના મુખ આગળ સુવર્ણનગર શોભી રહ્યું હતું. સુવર્ણનગર એટલે આજની મુંબઇનગરી. ત્યાંની મહત્તા અને વૈભવ એટલે વિશ્વપરની કુબેરનગરી. ગંગાનદીના ફળદ્રુપ પ્રદેશમાં સુંદર

કુદરની દેખાવોની શી મણા હોય ? એ તો સાક્ષાત ઇદ્રની અમરાવતીજ. કે જ્યાં દેવોને પણ ઘડીભર સ્વર્ગનાં સુખ ભુલી ઉતરવાની ઇચ્છા થાય.

નગરના નૃપતિ ચંદ્રગુપ્ત, એટલે પવિત્રતાની મૂર્તિ, ન્યાયમાં ધર્મરાજ પોતેજ, સાદાઇનો ભંડાર હતા. ચંદ્રગુપ્ત બુદ્ધિમાં, કળામાં તથા રાજ્યકારભારમાં અતિ નિષ્ણાત હતા. કિંતુ ' શેરને માથે સવાશેર તો હોયજ. ''

એ બુદ્ધિમાન રાજાના પ્રધાન રમેશદત્ત બાણુ હતા. રમેશદત્ત રાજાની પ્રતિમૂર્તિ હતા. તેનામાં સર્વ જાતની કળાઓના ભંડાર વસતા હતા. બુદ્ધિ તો તેના બાપનીજ હતી. રાજ્યકારભારની કળામાં તેઓ પારંગત હતા. ભલભલા મહારથીઓ અને મુત્સદીઓ તેની બુદ્ધિ આગળ પાણી ભરતા, તે ધારે તે કરાવી શકતા. તેના આવ્યા બાદ ચંદ્રગુપ્તે રાજ્યધૂરા તેના હાથમાં સોંપી દીધી હતી.

એજ કારણે રમેશદત્ત નગરના સાચા સ્વામી તરીકે ગણાતા હતા ને પૂજાતા હતા. તેની નીતિથી પ્રજા સુખસંપત્તિમાં વિગ્રહ વિના દિવસો નિર્ગમન કરતા હતા. વાણીજ્યનો ફેલાવો પણ ઘણો થયો હતો. આ પ્રમાણે, રમેશદત્તની મહત્તા હતી. એટલે દત્ત એ નગરના આત્મા ગણાતા હતા.

રમેશદત્તને પોતાની બીજી સ્ત્રીથી હંસા નામની એકજ કન્યા હતી. એ કન્યા દત્તને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હતી. દત્તનું તે સર્વસ્વ હતી. અને દત્તનું તે જીવન હતી.

હંસાના જન્મબાદ હંસાની માતા વધૂ ન જીવી. દિન પ્રતિદિન અશક્તિના પરિણામે તેણે હંસાને બે વર્ષની મુકી આ નશ્વર દેહનો

ત્યાગ કર્યો. દત્તના શેકની પરિસીમા રહી નહિ. તેઓની હવે પરણ-વાની જરાપણ ઇચ્છા ન હતી. કિંતુ ચંદ્રગુપ્તના આગ્રહથી અને હંસાની સારવાર માટે તે ત્રીજી વખત પરણ્યા. તેમની ત્રીજી પત્નીનું નામ કામલત્તા હતું.

નિત્ય નિયમ પ્રમાણે હંસા ફરવા ગઇ હતી. કિંતુ તે દિવસે તો સાંજ પડી છતાંયે તે પાછી ન ફરી. સંધ્યા સમય થતાંજ દત્ત ગૃહે આવ્યા. કિંતુ હંસાને ન નીરખવાથી તેઓ પોતાની પત્નીના રૂમમાં ગયા. ' હંસા, હજુ નથી આવી ? '

' હું પણ તેજ વિચાર કરૂંછું હંસાને ગયાને આજે ઘણો સમય થયો છે. કિંતુ હજુ તેનો પત્તો નથી. મને તો અશુભ શંકાઓ થાય છે. ' પલંગપરથી ઉભા થતાં કામલતાએ પ્રત્યુત્તર આપ્યો.

' ગભરાવાની જરૂર નથી. હું વિનાયકને તેની તપાસ માટે મોકલું છું. ' રમેશબાબુ તરતજ બહાર આવ્યા. એક નોકરને વિના-યકને બોલાવવાની આજ્ઞા કરી.

થોડીજ વારમાં તે નોકર પાછો ફર્યો. અને જણાવ્યું કે વિના-યક બિહારી સાથે ફરવા ગયા છે. તે પણ હજુ આવ્યા નથી.

' હેં ! શું વિનાયક હજુ આવ્યો નથી ? ' આશ્ચર્ય સાથે દત્ત બોલી ઉઠયા.

' જી ના. '

' સુરેશ છે કે ? ' રમેશે પ્રશ્ન કર્યો.

' જી હા. '

' તેને બોલાવ. '

' જેવી આજ્ઞા. ' નોકર તરતજ સુરેશબાબુને બોલાવી લાવ્યો. સુરેશ આવતાની સાથેજ જોઇ શકયો કે રમેશબાબુના મુખપર

ગ્લાનિની રેખાઓ આછી આછી દષ્ટિગોચર થતી હતી. મહા મુશ્કેલીથી તે પોતાના ભાવો છુપાવવા યત્ન કરતો હતો.

' સુરેશ ! '

' જી '

' હંસા આજે હજુ કેમ નથી આવી ? '

' બાપુ ! હું પણ તેજ વિચાર કરતો હતો. હજુ વિનુ પણ આવ્યો નથી. મને તો......' સુરેશ આગળ ન બોલી શકયો. તેની જીભ થોથરાઇ ગઈ. તેને આગળ બોલતાં સંકોચ થયો.

' સુરેશ ! અટકે છે શા માટે ? કહે, વાત શી છે ? ત્હને શુ ભાસે છે ? વિનુ માટે તને શંકા છે ? જરાપણ સંકોચ વિના વાતને સ્પષ્ટ કર. ' રમેશે આજ્ઞાભર્યા સ્વરમાં કહ્યું.

' મને બિહારી પર શંકા જાય છે. વિનુ તથા બિહારી પણ હજુ આવ્યા નથી. વિનુ...વિનુ...માટે હાલ તુરત તો હું કશું પણ કહી શકતો નથી. ' સુરેશે કહ્યું.

' સુરેશ બિહારી પર શંકા લાવવાનું કારણ ? અને વિનુનું શું છે ? ત્હારા બોલવામાં કંઇક ભેદ છે. તું કંઇક જાણતો લાગે છે. અત્યારે તો તું હંસાની તલાસમાં બેચાર માણસો સાથે જા. ત્હારા આવ્યા બાદ બીજી વાત. ' તરતજ પ્રત્યુત્તરની રાહ ન જોતાં રમેશદત્ત કામલતાના રૂમમાં ગયા.

' પ્રિયે ! શું વિચાર કરે છે ? ' કામલતાને વિચારગ્રસ્ત નિરખી દત્તે પ્રશ્ન કર્યો.

' નાથ ! કંઇજ નહિં. ' સ્મિતસહ કામલતાએ જવાબ આપ્યો.

' તું મ્હારાથી ત્હારા ભાવો છુપાવે છે, ખરૂંને ? '

‘ તમે કેમ જાણ્યું ? ’

‘ તારા મુખ પરથી. ’

‘ સાચું દેવ ! હું પણ મુંઝાણી છું. ’ જરા ખિન્ન ભાવે કામલતાએ રમેશને આસન આપતાં કહ્યું.

‘ શા માટે ત્હારે મુઝાવું પડયું છે ?’ મ્હારાથી છાનું તો થોડુંજ રાખવાની જરૂર છે ? સ્નેહભર્યા ભાવોમાં રમેશે કહ્યું.

‘ પ્રાણ ! વિનુ તમને કેવો દેખાય છે ? ’ ગંભીર મુખ સાથે તે બોલી.

‘ કોણ, વિનુ ? ’ વિનાયકનું નામ સાંભળતાંજ રમેશના સમસ્ત શરીરમાં ઝણઝણાટી ઉત્પન્ન થઇ.

‘ હા. તમારો નિર્દોષ જણાતો વિનુ ’ મને ખબર પડી છે કે તે તમારી વિરૂદ્ધ ષડયંત્ર રચે છે. અને સાથે પેલો સુરેશ પણ જણાય છે. ’

‘ પ્રિયે આ હું શું સાંભળું છું ! જો આકાશમાંથી આવા સખ્ત ઉનાળામાં પણ મુસળધાર વર્ષાદ વર્ષ્યો હોત તો પણ હું નવાઈ ન પામત. કિંતુ ત્હારા આજના શબ્દો તો તેથીયે વધુ અજાયબી ભર્યા છે. ’

‘ માટેજ, વ્હાલા પ્રભો ! હું તમને સુચના આપતી હતી. વાત તદ્દન સ્પષ્ટજ છે કે વિનુ હજુ ગૃહે નથી આવ્યો અને હંસા પણ નથી આવી. હંસા અને વિનુ......’ :કામલતા વધુ ન બોલી. તેણે પોતાના વિચારમુગ્ધ સ્વામીના મુખપ્રતિ દ્રષ્ટિ કરી. તેના મુખ પરથી હૃદયમાં ચાલતા વિચારોનો ઉકેલ કરવા ઇચ્છયું, કિંતુ વ્યર્થ કામલતા ચુપચાપ ઉભી રહી.

---

# પ્રકરણ ૩ જું.

## હંસા હેયાત ?

રમેશની આજ્ઞા મળતાંજ સુરેશબાબુ બે ચાર માણુસો સાથે હંસાની તલાસમાં ગયો. સર્વત્ર રોશની થઇ ગઇ હતી. સુરેશબાબુને ખબરજ હતી કે હંસા ' હીરા બાગ ' વા ' સ્ફાટીક ઘાટે ' ફરવા જતી હતી. એટલે પહેલાં તો તે સીધોજ ' હીરાબાગ 'માં ગયો. ચોતરફ તપાસ કરતાં ત્યાં તેનો પત્તો ન લાગ્યો. બાગના માળીને પૂછતાં માલુમ પડ્યું કે હંસા તે દિવસે બાગમાં ફરવા ગઇજ નહતી. ઝપાટાબંધ તે ત્યાંથી ' સ્ફાટીક ઘાટે ' ગયો.

' સ્ફાટીક ઘાટ ' એ ખાસ રમાઓ માટે મહારાજા તરફથી બંધાવેલ વિહારસ્થાન હતું. સ્ફાટીક ઘાટ નજીક ગંગાનદીનો વિશાળ-પટ સાગરમાં સમાતો હતો. એટલે ત્યાં ચોવીસે કલાક નદીના પ્રવા-હમાંથી ઉત્પન્ન થતું કુદરતી સંગિત તો સાંભળનારને આનંદ આપેજ. એજ સ્થળે સાગરની મહાનતા અને કુદરતની ઉદારતાનું સંપુર્ણપણે મનુષ્યને ભાન થતું હતું. ચોદશ એક વિશાળ બાગ બંધાવવામાં આવ્યો હતો. તેમાં અનેક વિધ સુગંધી અને સુંદર કુસુમો—ખીલ્યાં અને અણખીલ્યાં—શોભી રહ્યાં હતાં. એ બાગની શોભા તો શબ્દોમાં વર્ણવી શકાયજ નહીં, પછી ભલેને વર્ણવનાર સાક્ષર કવિ હોય !

જેટલી સુંદરતા દિવસે ભાસતી તેથીએ વધુ ભયંકર દેખાવ તો સૂર્યાસ્ત પછી ત્યાં ભાસતો. એટલે સંધ્યાકાળ પછી ત્યાં માનવ

દ્રષ્ટિગોચર થતાંજ નહિ. સાગરના ભયંકર ઘુઘવાટા, રાત્રિની અંધકારમય વિકાળતા અને નિર્જનતા તે સ્થળને ભયંકર બનાવતા હતા.

સુરેશ તે સ્થળે આવી પહોંચ્યો. તે સમસ્ત ઘાટમાં ફરી વળ્યો, કિંતુ હંસાનો પત્તો ન લાગ્યો. હંસા ત્યાં આવી હતી તેમ સૂચવતી ત્યાં એકપણ નિશાની ન હતી છેવટે હતાશ થઇ તેણે પાછો ફરવાનો નિશ્ચય કર્યો. અચાનક તેણે ત્યાંથી દૂર કંઇક ચમકતું જોયું. તરતજ તેણે તે લાવવાની આજ્ઞા કરી. એ વસ્તુને જોતાંજ તેના આશ્ચર્યની અવધિ રહી નહિ. તેનાથી બોલાઇ જવાયું ' શું હંસા તોફાનમાં ? ' સુરેશે જે વસ્તુ હાથમાં લીધી હતી તે હંસાની માળા હતી.

ઉપરાછાપરી તેના મગજમાં અવનવા વિચારો આવવા લાગ્યા. હંસા માટે સુરેશને ગૃહેથી રવાના થતી વખતેજ શંકા થઇ ગઈ હતી અને તે સાચી હોવાનો પુરાવો મળ્યો. હંસાના ગળામાંથી માળા કેવી રીતે અને શા માટે નીકળી જાય ? હંસાએ પોતેજ ફેંકી દીધી હોય, કિંતુ હંસા તેવી ગાંડી કે ભોળી ન હતી. દ્વિતીય, હંસાપર કોઇએ ધનાદિ માટે હલ્લો કર્યો હોય, કિંતુ તે પણ સંભવિત નથી કારણ કે તેમ કરનાર લોભી એકપણ કિંમતી વસ્તુ અહીં છોડી ન જાય. પણ જો તેના ધ્યાનબહારની આ વસ્તુ હોય તો તે સંભવિત છે. અથવા કોઇ એ રૂપસુંદરી પર મોહિત બની બળાત્કારે તેને ઉઠાવી ગયો હોય.

' અરે ! પણ આ નગરના સ્વામીની પુત્રીને ઉઠાવવાની નગરજનોમાંથી તો કોઇની હિંમત ચાલે એ ન બનવા યોગ્ય છે. ત્યારે ?' સુરેશ અવનવા વિચારો કરતો ત્યાં ઉભો રહ્યો.

‘ દીલાવર ! ’ સુરેશે બૂમ પાડી.

‘ ત્હારામાં હિંમત છે ? ’ સુરેશે શાંત પણ છટાભર્યા સ્વરમાં કહ્યું.

‘ મ્હારા સ્વામી ! આજે તમે મને ઘણોજ વિચિત્ર પ્રશ્ન પુછ્યો છે. મ્હારા સ્વામીને માટે મારો દેહ સદાયે સર્વ તાપો સહન કરવા તૈયાર છે. શી આજ્ઞા છે ? ’ સ્વામીથી માન પામેલો ભ્રત્ય સહર્ષ બોલ્યો. તેનું હ્રદય આજે નાચતું હતું. તેની આંખોમાં તેજના અંબાર ભરેલા હતા.

‘ દીલાવર ! મ્હેં નિશ્ચય કર્યો છે કે હંસાનો પત્તો મેળવ્યા સિવાય ગૃહે ન જવું. મ્હારી ઇચ્છા છે કે ભયંકર જણાતા સાગરમાં અત્યારેજ તારે જવું. જો અહીંથી થોડે દુર એક હોડી દેખાય છે. તેનો આશરો લઇ સમસ્ત કીનારાપર હંસા માટે ફરી વળવું. હું બાકીના ત્રણ વફાદારો સાથે પગ રસ્તે તપાસ કરીશ અને જો પત્તો ન લાગે તો રમેશદત્તને મુખ ન દેખાડતાં મરીશ. એજ મ્હારો નિશ્ચય. ’ સુરેશે પોતાની છેલ્લી ઇચ્છા દર્શાવી.

‘ જેવી આજ્ઞા. ” કહી દીલાવરે એક ક્ષણ પણ વ્યર્થ ન ગુમાવતાં સાગરમાં પડતું મેલ્યું, અને સપાટાબંધ પોતાનો માર્ગ કાપવા લાગ્યો, અને ત્યારબાદ સુરેશ પણ ત્યાંથી તરતજ રવાના થઇ ગયો.

ધીમે ધીમે ગાઢનિસાનું સામ્રાજ્ય ફેલાઇ ગયું. સર્વત્ર અંધકાર જણાતો હતો. એ અંધકારમય વાતાવરણમાં દુર દુર તારલાઓના ગણો પતંગીયાની માફક ચમકતાં હતાં. લગભગ અડધાએક કલાકની

અવિશ્રાંત મુસાફરી બાદ સુરેશે સાગરને તીરે એક વ્યક્તિ નીરખી. પોતાની સાથેના ફાનસથી તેને ધારી ધારીને નીરખ્યો. સુરેશના હર્ષની સિમા રહી નહિ. તે બોલી ઉઠયો, "કોણ વિનાયક ?"

વિચારગ્રસ્ત વિનુ પોતાનું નામ સાંભળી ચમકી ઉઠયો. સુરેશને નીરખતાંજ તેનાથી ચીસ પડાઇ ગઇ.

'વિનુ! આ શું છે? આ હંસાનો મૃતદેહ ?' હંસાના પડેલાં શબને નીરખતાંજ સુરેશ બે ડગલાં પાછળ હટી આશ્ચર્ય સાથે બોલી ઉઠયો.

વિનાયક કંઇ પણ બોલ્યો નહિ. તેની આંખમાંથી એક સરખો અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. આવેશના વેગમાં તે સુરેશને ભેટી પડયો. સુરેશને સ્થળે જો કોઈ બીજો હોત તો જરૂર વિનાયકને ગુન્હેગાર ધારી તરતજ તેને કેદ કર્યો હોત કિંતુ સુરેશને વિનાયકના નિર્દોષ સ્વભાવનું સંપુર્ણ ભાન હતું.

'વિનુ!' સુરેશે અનિમેષ નયને તેના તરફ નીરખતાં કહ્યું.

'સુરેશ.'

'આ શું ?'

'હંસાનો મૃતદેહ.'

'વિનુ! મ્હને ત્હારી નિર્દોષતા વિષે જરા પણ શંકા નથી. છતાંએ જગતની દ્રષ્ટિએ હાલ તો તુંજ ગુન્હેગાર ઠર્યો છે. બિહારી ક્યાં છે? હંસાની આ દશા કરનાર કોણ? વિનાયક! મને કહે કે આ સર્વમાં ત્હારો શો હાથ છે' વિનાયકને તેજ સ્થળે બેસાડતા સુરેશે પુછ્યું.

' સુરેશભાઇ ! સાંભળ ! આજની ભેદભરી બીના જાણવા યોગ્ય છે હું હંસાના મૃત્યુ વિષે કંઈ પણ જાણતો નથી. મારા મિત્ર બિહારીના અતિ આગ્રહને વશ બની હું સાગર તીરે આવ્યો. તે મને ખાનગી વાત કરવાનું બ્હાનું આપી ભોળવી લાવ્યો. હજુ તો અમારી વાત પણ શરૂ બની ન હતી, તેટલામાં બિહારીએ મ્હારૂં ધ્યાન સાગરમાં તણાતી એક વસ્તુ પ્રતિ ખેંચ્યું. તેના આગ્રહને માન આપી તે વસ્તુ લાવવા હું સાગરમાં પડયો. મારા આશ્ચર્ય અને ક્રોધ વચ્ચે મેં હંસાના શબને ઓળખ્યું. બદમાશ બિહારીને પુછતાં............'

સુરેશ વચમાંજ બોલી ઉઠયો, ' બિહારી બદમાશ નિકળ્યો ? '

' હા. અને તે ઠગારાએ પોતાનું પોત પ્રકાશી જણાવ્યું કે તે પ્રખ્યાત બિહારી હતો અને ધન માલને માટે વિનાયક સાથે મૈત્રી કરી હતી. દરમ્યાન એક દિવસ તેણે હંસાના પ્રેમની માગણી કરી કિંતુ તે બહાદુર બાળાએ તેને ધુતકારી કાઢયો અને મારા માનને ખાતર તેની અરજીથી તે વાત છાની રાખવાની કબુલાત આપી. થએલા અપમાનનું વેર લેવા તેણેજ હંસાને સાગરમાં ફેંકાવી તેનું મૃત્યું ઉપજાવ્યું હતું. હંસાના સર્વ દાગિના લઇ બિહારી અહીંથી ચાલ્યો ગયો છે. પ્રિયભાઈ સુરેશ ! હંસાના મૃત્યુ પછી તેના શબ સાથે હું બેઠો બેઠો વિચાર કરૂં છું કે હવે શું કરવું. મ્હારા પાપે હંસાનું મરણ થયું. મારા નામે કદી ન ભુસાય તેવું કલંક લાગ્યું. રમેશ દત્તને હું શું મ્હોડું દેખાડું ? હું આ પરિસ્થિતિમાં નથી સમજી શકતો કે હવે મારે શું કરવું. હવે તો મ્હારૂં સુકાન તનેજ સોંપુ છું. વિનાયક શાંત રહયો.

સુરેશ પણ ત્યાં વધુ ન રોકાતા પોતાના ત્રણ માણુસો પાસે હંસાના શબને ઉપાડી વિનાયક સાથે રમેશ પાસે જવા ઉપડયો. માર્ગમાં તેઓએ કંઇપણ વાતચીત કરી નહિ.

લગભગ અડધાએક કલાક બાદ તેઓ સર્વ રમેશના મકાનમાં આવી પહોંચ્યા. ત્યાં સંપુર્ણ શાંતિ પથરાયેલી હતી, રમેશે હજુસુધી હંસાની વાત મહાલયની બહાર જવા દીધી ન હતી. સુરેશ વિનાયક ને લઈ ઉપર ગયો. હંસાનો મૃતદેહ હજુ નીચેજ રાખ્યો હતો.

'વિનુ ! તું અત્યાર સુધી કયાં હતો ?' રમેશે વિનુને પ્રથમ પ્રશ્ન પુછયો. તરતજ સુરેશપ્રતિ નીરખી તે બોલ્યો, 'અને સુરેશ, હંસા કયાં છે ?' રમેશના સ્વરમાં ગભરાટ જણાતો હતો.

'બાપુ ! વાત ઘણીજ અશુભ છે. બિહારી બદમાસ નીકળ્યો '? સુરેશે કહ્યું.

'જલદી જે વાત હોય તે જણાવ સુરેશ !, ગભરાટમાં અને ઉતાવળમાં દતે જણાવ્યું.

'વિનાયકને ભોળવી બદમાશ બિહારી સાગરતટે લઇ ગયો હતો. વાતો દરમ્યાન બિહારીએ વિનુને સાગરમાં કંઇક તણાતું દેખાડ્યું વિનુ તે વસ્તુ લઇ આવ્યો, અને તે વસ્તુ તે.........' સુરેશ અટકી ગયો. તેની આંખમાં આસું ભરાઇ આવ્યા તે ગળગળો બની ગયો.

'તે શું હતું ? જરાપણ અચકયા સિવાય જલદી કહી દે.' રમેશ તથા કામલત્તા એક સાથે બોલી ઉઠયા.

'તે......તે......હંસાનો મૃતદેહ............'

'હંસાનો મૃતદેહ ? શું બિહારીએ હંસાનો વિનાશ કર્યો ?' રમેશ તડુકી ઉઠયો.

'બિહારીએ હંસાનો નાશ કરાવ્યો અને આપણી પાસેથી ધન મેળવવા વિનુને ફસાવી તેનો મિત્ર બન્યો હતો. સુરેશે ખુલાસો કર્યો તેણે આગળ ચલાવ્યું આ આળ વિનાયક પર ચલાવવા તેણે તેને સાગરતટે લઇ જવાની બાજી ગોઠવી હતી. વિનુ હંસાના દેહ પાસે શૂન્ય બની બેઠો હતો. હંસાના દાગિના લઇ બદમાશ ત્યાંથી રવાના થઇ ગયો છે. બાપુજી! તેણે જણાવ્યું કે તે પેલો પ્રખ્યાત બદમાશ બિહારી પોતેજ હતો.'

રમેશને ઝળઝળીઆંથી ભરેલાં નયને વિનુ પ્રત્યે નીરખ્યું કિંતુ વિનુની પણ તેવીજ દશા હતી.

'મ્હારા શબ્દો નાથ' કામલત્તા જોરથી રડતાં રડતાં બોલી ઉઠી.

'હંસાનો દેહ કયાં છે?'

'અહીંજ છે.' કહી સુરેશે તે લાવવાની આજ્ઞા કરી.

હંસાનું મુખ નીરખતાંજ કામલત્તા જમીન પર તુટી પડી અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. રમેશ અવાક બની ગયો. તેનું નયણ મણિ જવાથી તેવા હૃદયને સખ્ત આઘાત લાગ્યો છતાં પણ તે એક મુસદ્દી નરવીર હતો. તેણે પોતાનું હૃદય વજ્ર સમાન બનાવવા ઇચ્છા કરી, કિંતુ તેની આંખમાંથી અશ્રુઓની ધારાઓ વહેતી હતી. વિનુ તથા સુરેશની પણ તેજ દશા હતી. લગભગ અડધીએક કલાક તેવી સ્થિતિમાં તેઓ ઉભા રહ્યા. છેવટે દત્તે ડોકટરને બોલાવવાની એક માણસને આજ્ઞા કરી.

'બાપુ! સુરેન્દ્રને બોલાવું તો? મને હંસાનું મૃત્યુ ભેદ ભરેલું જણાય છે.' સુરેશે ધીરે ધીરે કહ્યું

'જેવી ઇચ્છા' પુત્રીના મૃત્યુથી શોક સાગરમાં ડુબેલા પિતાએ ટુંકમાંજ પતાવ્યું. અને સુરેશ એક માણુસને સુરેન્દ્ર–ડીટેકટીવને બોલાવવા મોકલ્યો.

થોડાજ સમયમાં ડૉકટર આવી પહોંચ્યો. તેણે હંસાનો હસ્ત જોયો કિંતુ તેમાં જરાપણ ગરમી ન હોવાનું જણાવ્યું. એટલામાં તો સુરેન્દ્ર પણ આવી પહોંચ્યો.

સુરેન્દ્રે ડૉકટરને થોડીવાર રોકાવાનું જણાવ્યું સુરેશે સર્વવાત તેને જણાવી. તેણે હંસાનો મૃતદેહ તપાસવાની રજા માગી 'પ્રધાનજી! હંસાબ્હેનના શબને હું ડૉકટર પાસે એકાંતમા તપાસાવવા ઇચ્છું છું.' સુરેન્દ્રે જણાવ્યું.

દત્તની રજા મળતાંજ તેઓ એક રૂમમાં ગયા. સુરેન્દ્રે ડૉકટર સાથે કેટલી ખાનગી મસલત ચલાવી તથા હંસાના દેહનું સુક્ષ્મ અવલોકન કર્યું ત્યારબાદ તેઓ બહાર આવ્યા.

'દત્તજી! હંસાની છબી છે કે?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'હાજી' રમેશે કામલત્તાને હંસાની છબી લાવવાની આજ્ઞા કરી કામલત્તા ગૃહમાં ગઇ એટલે સુરેન્દ્રે તેની ઓળખાણ માગી સુરેશે તેને પ્રધાન પત્ની તરીકે ઓળખાવી. દરમ્યાન સુરેન્દ્ર ઘણીજ સંભાળ પુર્વક વિનાયક તથા સુરેશ પ્રતિ નીરખી રહયો હતો. તેનું ધ્યાન ચોતરફ ફરતું હતું. એટલામાં કામલત્તા હંસાની છબી લઇ આવી અને સુરેન્દ્રને આપી.

'રમેશ બાબુ! હું આપની સાથે ખાનગી વાતચીત કરવા ઇચ્છું છું' સુરેન્દ્રે કહ્યું 'અને' હંસાબ્હેનના મૃતશબને હાલ તુરત તો અગ્નિદાહ ન દેતા આપના વિશ્વાસુ નોકરોને કબજામાં રાખો.

સુરેન્દ્રની અજાયબી ભરેલી વર્તુણુંકથી સર્વ વિસ્મય પામ્યા હતા. કિંતુ સુરેન્દ્ર બાણુએ ઘણાં ભયંકર કેસોનો ઉકેલ કર્યો હતો અને તેથી કોઈ કશું બોલ્યું નહી.

એકાંતમાં દત્તને લઇ જઈ સુરેન્દ્ર બોલ્યો, 'પ્રધાનજી ! તમારે જરાયે મુંઝાવાની જરૂર નથી. હંસાબ્હેન જીવતાં છે. આ તેમની બનાવટી કાયા છે. હવેથી બરાબર સંભાળ રાખજો આ વાત બહાર જવા ન દેતા જુઓ ! શાંતી રાખશો તો સર્વ સારાંવાનાં થશે. મને તથા મારા સાથીને આપના મકાનમાં ગમે તે સમયે અને રજા સિવાય આવવાનો પરવાનો મળવો જોઇએ.'

'પણ આ હંસા બનાવટી છે તેની ખાત્રી ?' રમેશે પ્રશ્ન કર્યો.

'એ વાત આપને પછી જણાવીશ. હાલ તો તમે સાવચેત રહેજો.' સુરેન્દ્ર તથા દત્ત બહાર આવ્યા. બિહારીને લગતી કેટલીક વાત વિનાયકને પુછી સુરેન્દ્ર તરતજ ત્યાંથી રવાના થઇ ગયો.



## પ્રકરણ ૪ થું.

## ભયંકર ભેદી ભામા !

' બિહારી ! ' એક ભયંકર જણાતી પર્વતમાળામાંથી ઉપરનો અવાજ આવ્યો. અવાજની સાથેજ એક ભીમકાય પુરૂષ ત્યાં એકજ છલંગે આવી ઉભો. આવનાર વ્યકિત કાળા કપડામાં સજ્જ બની હતી. તેની કેડપર નાગની જીભ જેમી તરવાર લટકી રહી હતી.

' બિહારી ! પાસા પોબાર છે કે ? ' સ્ત્રી જેવી જણાતી પ્રથમ વ્યકિતએ પ્રશ્ન કર્યો.

' હા. આપણા તો સદાયે પાસા પોબાર છે. વિનાયકને બરાબર બનાવ્યો. અને પેલી કંચનવર્ણી કોમળાંગી હંસી સમાન હંસા આપણા કાબુમાં છે. ' બિહારી નામની ભીમકાય વ્યકિતએ જણાવ્યું.

' બિહારી ! ગુફામાં ચાલ. સર્વ વાતો ત્યાં કરીશું ' બન્ને વ્યકિતઓ એક ક્ષણમાં ત્યાંથી અદ્રશ્ય બની ગઈ.

કેટલાક વિચિત્ર માર્ગો ઓળંગી તેઓ એક વિશાળ ભવનમાં આવી પહોંચ્યા પોતાના કાળા ઝબ્ભા દુર કરી તેઓ એક કોચ પર બેઠા.

' બિહારી ! ત્હારે તથા માણસોએ ચેતીને ચાલવાની જરૂર છે' પેલો પ્રખ્યાત અને બાહોશ ડીટેકટીવ સુરેન્દ્રને રોકવામાં આવ્યો છે ખરી હંસા જીવતી છે તેમ તેણે જણાવ્યું છે. હજુ બનાવટી હંસાનો મૃતદેહ રાખવામાં આવ્યો છે જો જે બડી ચાલાકીથી કામ કરજે" પેલી રમણી બિહારીના નજીક સરતાં બોલી.

'વ્હાલી ! આપણા ગરીબ દુશ્મનોની શી તાકાત છે કે તે મને અથવા તને પકડી શકે ? ત્હારી ભેદભરી ચાલાકીથી તો સર્વ કાર્ય સફળતાથી પાર પાડયું છે અને તે માટે તને ઇનામ આપવું ઘટે. અને આ ત્હારૂં ઇનામ ' કહી બિહારીએ એ રમણીને પોતાના બાહુપાશમાં બદ્ધકરી ચુંબનના વરસાદથી નવરાવી.

'બિહારી! સુરેન્દ્ર તો તેનું કાર્ય કર્યાજ કરશે આપણો નવો પાસો કયાં ફેંકવાની ઇચ્છા છે ?'

'પ્રિયા ! પ્રથમ તો સુરેન્દ્રને તથા સમસ્ત નગરને રંજાડવું એ આપણું કર્તવ્ય છે. અને તે માટે આવતી કાલે એકી સાથે 'સાત ખૂન ' કરવાનાં છે. કેમ, ત્હારો શો વિચાર છે ? ' બિહારીએ પ્રશ્ન કર્યો.

'સાત ખૂન ? ' તે રમણી આશ્ચર્ય સાથે બોલી ઉઠી.

'હા.'

'કોના ?'

'સાતેય નગરના ધનવાનોના યુવાન પુત્રો છે. અને આપણા સાત માણસો તે સ્થળે ગોઠવી આપ્યાં છે. એટલે આવતી કાલે નગરમાં હાહાકાર વર્તશે. ' હસતાં હસતાં બિહારીએ કહ્યું.

'તે તો ઠીક, પણ, ધારો કે હંસગામીની હંસી તમારી ઇચ્છાને આધીન બને તો, આ લત્તા તો સદાયે આપના ભુજપાસમાંથી વેગળી થવાની કેમ ખરૂંને ? ' પેલી રમણીએ સ્મિત સાથે કહ્યું.

'કદી પણ નહિ. મ્હારી લત્તા તો સદાયે મ્હારી સાથમાં છે. ત્હેને તો કદીયે ભુલવાનો નહિ, તેમજ છોડવાનો નહિ. કદાચ જો પેલી હંસી હાથમાં આવશે તો એ ચીઆવલીને ત્હારા પગ પૂજતી

કરી મુકીશ. અને ત્હારા ચરણરજની સદાયે દાસી બનાવી હું અભિમાન લઇશ.' બિહારીએ જણાવ્યું.

'શાબાશ મ્હારા વ્હાલા બિહારી, શાબાશ છે. મ્હેં પણ તારી પાસેથી આવીજ આશા રાખી હતી. અને હવે મહાલયનો સઘળો ખજાનો તુરતમાંજ હાથ કરવાની બાજી ગોઠવવાની ઇચ્છા છે કે જેથી આપણી સર્વ દરિદ્રતા ફીટી જાય' રમણીએ પોતાની ઇચ્છા વ્યકત કરી.

'ત્હારો બુદ્ધો સ્વામી શું કરે છે? રાજ્ય કારભારમાં ઉંડી ખુડેલી તેની ચાંચ ત્હારાપર ચોંટે છે કે નહિ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'આખો દિવસ એતો રાજમહાલયમાં રાજ્યક્રિય વિષયોના ગુચવાડાઓ ઉકેલ્યા કરે છે તેને રાત્રીદીવસનું ભાન નથી.' રમણીએ જણાવ્યું.

'અને સુરેશ?'

'મ્હને સુરેશમાં ભેદ જણાય છે. સુરેશ અને સુરેન્દ્ર તેના સાથી સાથે કંઇકિ નવીન તોફાન મચાવી રહયાં છે. મ્હારા ખાનગી માણસો તેની પાછળ ભમ્યા કરે કિંતુ હજુ બરાબર ભેદ નથી જાણતો તેનાથી ચેતવા જેવું છે' પેલી રમણીએ સુચના આપી.

'અને વિનાયક?,

તે તો બિચારો પોતાને હંસાના મોતનું કારણ માની આખો દિવસ ગાંડાની માફક પોતાના ગૃહમાંજ એસી રહે છે, અને કેટલીક વાર તો બકવાદ પણ કરે છે. એ તો બિચારો ભોળો છે.' રાક્ષસી સમાન રમણીએ પ્રત્યુત્તર આપ્યો.

'એ પણ ઠીક થયું. કેમ ત્હારે હંસાને મળવાની ઇચ્છા છે ? બિહારીએ પ્રશ્ન કર્યો.

'હા, ચાલો. હું પણ જરા તેને તમારી તરફેણમાં મનાવી જોઉં.' તે રમણી તથા બિહારી બંને હંસાને રાખવામાં આવી હતી તે તરફ રવાના થયા.

'બિહારી ! ત્હમે બહાર ઉભા રહેજો હું અંદર જાઉં છું. હવે અમારો વિવાદ તો સાંભળજો.' હિમત કરતી તે રમણી એક ઓરડામાં દાખલ થઇ.

'કાં હંસા ! મ્હેમાની તો હંસાને યોગ્યજ થાય છેને ?' દાખલ થતાંજ મુખપર બુરખો ચડાવી તે રમણીએ પશ્ન કર્યો.

'દુઃખીના દુઃખના દુઃખને દુઃસહ બનાવનાર રમણી, આપ કોણ છો ? આપનો અવાજ પરિચિત જણાય છે. મ્હારી માતાનો સ્વર પણ તમનેજ મળતો આવે છે. પણ એ બિચારી અહીં કયાંથી આવે ? જો કે હતી તો અપરમાતા કિંતુ માતા કરતાં પણ વધુ સ્નેહ બનાવતી હતી.' દુઃખના ભારમાં દબાએલી હંસાએ કહ્યું.

'હશે. તેની મારે શી પંચાત ! હું તો ત્હારી નવી સહચરી બનવા ઇચ્છું છું. કેમ મ્હને ત્હારી બેનપણી બનાવીશ ?' એક અટ્ટહાસ્ય સાથે તે બોલી.

'મ્હારી બેનપણી બની શું તું મ્હારા દુઃખની ભાગીદારણ બનવાની ઇચ્છા ધરાવે છે ? કદાચ તને પાપીના પાપગારમાં બનતાં દુષ્ટ કર્મોની માહિતી નહિ હોય, એટલે તને મ્હારી સાથે નરકવાસ કરવાની ઇચ્છા થતી હશે, કેમ ખરૂંને ? હંસાએ પોતાના પર પડતા દુઃખો વર્ણવતા જણાવ્યું.

' અરે ભોળી હંસા ! હું ત્હારીજ ભાગીદારણ બનવા ઇચ્છું છું કિંતુ તને દુઃખી બનાવીને નહિ. હું તો તને સુખી જોવા ઇચ્છું છું. લે સાંભળ—

સુખ આ સંસારમાં, સંભોગમાં સાચા રહ્યાં,
સુખ આ સંસારમાં, મનમાનતા ભોગે વસ્યાં;
સુખ આ સંસારમાં, છે ચિત્તવાનના ચિત્તમાં,
સુખ આ સંસારમાં, છે સમયના આનંદમાં,
બસ થઇ ફરો લ્હેરી તમે, રસબસ બનાવી લાલને;
લટુ બનાવી રૂપમાં, ગુલતાનમાં નિશદીન રહે.

' એટલે ! ઓ કર્મચાંડાળ અબળા ! તું મ્હને ક્ષણીક સંસારનાં આકર્ષક સુખો બતાવી અસત્યના પંથે દોરી જવા ચાહે છે ?' કુપિત બનેલી હંસાએ પ્રશ્ન કર્યો.

' છો બાળકુવારાં બાળા, આ શું માંડયા ચાળા ?
સત્ય અસત્યનાં બ્હાનાં, મુકોને તમ માળા.'

' કુંવરી ! હજુ તો તમે કુંવારા છો, એટલે મનપસંદ પતિને વરી શકવા માટે મુક્ત છો, તો પછી શામાટે નરવીર બિહારી સાથે લગ્ન કરતા નથી ?' પોતાનું ખરૂં પોત પ્રકાશતાં તે રમણી બોલી.

' ઓ કાળા બુરખામાં અને તેવીજ રીતે કાળા અંધકારના ખાડામાં પડેલી રમણી !

દીલસે દીલ જ્યાં ના મળે ત્યાં લગન કરવા પાપ છે.
સ્નેહ હીન સંસારમાં રહેતાં ભયંકર શ્રાપ છે.
સ્નેહના છે લગ્ન, નહિ એ દેહના બંધન ખરે !
જો સ્નેહની સરિતા ખૂટે. તો નાવ ડોલા ખાય છે.

નાવ ડોલા ખાય તો, ભાવી ભયંકર થાય છે.
ને અંતમાં તે નાવનાવીક બેઉ બુડી જાય છે.'
એ સ્નેહ શબ્દ પાછળ ગાંડી બનેલી ભોળી બાળા,
સ્નેહની સરિતા નથી, સાગર નથી આ વિશ્વમાં,
સ્નેહ જેવો શબ્દના અસ્તિ ધરાવે અહીં કદા.
બસ ફાંકડો યુવાન! ને ફેશન તણી જો વાત છે,
તો ઇશ્કના આનંદમાં ત્યાં પ્રેમની ધારા છુટે

માટે મ્હારૂં કહેવું માનીજા.' વાતરંગ પર ચડીમાની આવનાર યુવતિએ પણ યોગ્ય પ્રત્યુતર આપ્યો.

હંસાથી આ ન સહેવાયું- ગુસ્સાની જવાળા તેનામાં વધુ તેજીત બની. તેનાથી ના રહેવાયું તે ગર્જી ઉઠી,' એ કર્મચંડાળ રમણી! સ્નેહ કદી ગાંધીને હાટે કે વગડાની વાટે મળતો નથી, સ્નેહ એ ઉપરના દેખાવ કે ડોળને પણ નથી માનતો. સ્નેહનાતાર તો દીલના હોય છે. એ તો કોઇક વીરલામાં હોય છે. સર્વમાં નહિ. હતા એ સ્નેહના અંકુરા નળ દમયંતીમાં, સીતા રામમાં, સત્યવાન સાવીત્રીમાં, તારામણી હરિશ્ચન્દ્રમાં,'

'ચુપકર હંસા! હદ બહારની લવારી કરવામાં સાર નથી. માની જા, અગર બળાત્કારનો ઉપયોગ કરવો પડશે. બિહારી રૂપે સુંદર છે દેખાવમાં મજબુત બાંધાનો યુવક છે તેની પાસે ધન છે. વાડી છે બંગલા છે, કહે ત્હારે વધુ શું જોઇએ છે?' તે રમણી અવનવા ભાવો સાથે બોલી.

'નારી નામને લજ્જાવનાર બટક બોલી! બંધકર તારા વજ્ર શબ્દોનો વ્યર્થ વરસાદ અગર ત્હારે માટે જહન્નમનો ખાડો

ખોદાય છે. અરે ! કયા એવા નામર્દની તાકાત છે કે આ અબળા પર બળાત્કાર કરે ? ' ભયંકર વાઘણુ સમીએ હંસા એ ગર્જના કરી.

નામર્દ નહિ તે મર્દ છે, હંસા નમાવે આજ જે,
માન મળે છે જયાંસુધી, સમજી જવામાં સાર છે.'

ઉપર પ્રમાણે બોલતો વિકાળ સિંહસમો બિહારી ત્યાં આવી પહોંચ્યો તે બોલી ઉઠયો, 'હંસા ! જ્યાંસુધી ત્હારી હંસીસમી સુંદર ચાલ છે. અને જ્યાંસુધી મ્હારો સ્નેહ ત્હારીપર છે ત્યાંસુધી તો તું નિર્ભય છે. પણુ યાદ રાખજે ! મ્હારી ઇચ્છાની આડે આવનારના ભયંકર હાલહવાલ થાય છે. બિહારી ધારે તે કરી શકે છે. બિહારીના નામથી સમસ્ત જનતા ત્રાસે છે. '

એટલે, શું તું બળાત્કાર કરવો ચાહે છે ! ' ગભરાયલી હંસાએ આ અણુધારી આફત નીરખી પ્રશ્ન કર્યો.

' જો તું મ્હારી ઇચ્છાને તાબે નહિ થાય, તો પછી તેજ માર્ગ ઉત્તમ છે હજુ તને વિચાર કરવાની થોડી મુદ્દત આપુ છું ' ભયંકર અવાજે બિહારીએ પડકાર કર્યો.

' હંસા, આજ તો હું જાઉં છું, હવે આપણે ફરી મળીશું ત્યારે જોયું જશે ' આટલું કહી તે રમણી તથા બિહારી ત્યાંથી રવાના થઈ ગયા.



# પ્રકરણ. ૫ મું

## સાત ખુન !

પ્રભાતનો સમય હતો. સૂર્યનારાયણ પોતાની દેદિપ્યમાન રશ્મિઓ જગતપર વર્ષાવી રહ્યા હતાં. પશુપક્ષીઓ પોતાનો નિત્ય નિયમ કરવા આકાશપંથે જુદી જુદી દિશાઓમાં વિહાર કરી રહ્યાં હતાં. જનસમાજ પણ પોતાના નિત્યકાર્યમાં મગ્ન બની ગયો હતો. સુવર્ણનગરનો ભયંકર સૂર્ય પણ નિત્ય કરતાં વધૂ ગંભીરતાથી ચળકી રહ્યો હતો.

એક ભવ્ય મહાલયની અગાશીમાં બે યુવાનો વાતોમાં તલ્લીન બની ગયા હતા. અચાનક તેઓની પાછળ એક ભેદીપુરૂષ લાલ વસ્ત્રમાં મુખ છુપાવી દેખાયો. આંખ મીચીને ઉઘડે તેટલી ક્ષણમાં તો તેણે પાછળથી બેમાંના એક યુવાનના હૃદયમાં ચમકતી છુરી ભોંકાવી દીધી એકજ ચીસ સાથે તે યુવાન લોહીતરબોળ બની ધરણીપર ઢળી પડયો.

'પ્રતાપ ચાલ જલદી' કહી તે લાલ માણુસ બીજા યુવાન સાથે તે સ્થળેથી રવાના થઈ ગયો.

ગલીકુંચીઓમાંથી પોતાનો માર્ગ મેળવી તે ભયંકર ખૂની એક બંગલાની આસપાસ ફરતી વાડીમાં દાખલ થયો. તે સ્થળે પણ બે યુવાનો વાતચિતમાં મશગુલ બની ગયા હતા. એક તો ઘડી ઘડી ચોતરફ પોતાની ચતુર ચક્ષુઓ ફેરવતો હતો.

'મનહર ! જો પેલો ભ્રમર ખીલેલાં ગુલાબની કળીઓનો આસ્વાદ ચાખવાની તૈયારી કરે છે, કે અચાનક ભ્રમર મરી જાય તો ગુલાબના જેવું વૈધવ્ય કોનું કહેવાય ?' પેલા ચાલાક યુવાને પ્રશ્ન કર્યો.

'એ તો.........' એ યુવાન વધુ ન બોલી શકયો. સણસણાટી કરતું એક ભેદી તીર આવી તેનું હૃદય વીંધી નાખ્યું આ જોતાજ તેની સાથેનો યુવાન હસતો હસતો ત્યાંથી રવાના થઇ ગયો.

પોતાનું કાર્ય ખલાસ કરી ભેદી લાલમાણસ ત્યાંથી રવાના થઇ ગયો તેને પાછળ શું થાય છે તે જાણવાની જરાયે પંચાત ન હતી તેણે ત્યાં એક લાલ કાગળની ચીઠ્ઠી મુકી દીધી.

'અહો ! આજનો દેખાવ કેટલો મનોહર છે ! ' બે વીસ વર્ષના યુવાનો નગરના એક મહોલ્લામાં આમથી તેમ ફરતા વાતો કરતા હતા.

'બાપુજી ! આજનો એ મનોહર દેખાવ, ખરેજ, મધુર છે. પણ...... ' બીજો યુવાન અટકી ગયો.

'પણ–શું ? પેલાં યુવકે પ્રશ્ન કર્યો'.

, મને તો લાગે છે કે વ્યોમના ભાવેભર્યાં વિચારો આપને આપની પ્રિયા, કે જે હાલ તેના પિતૃગૃહે વસે છે, યાદ આપે છે. કેમ ખરૂંને ?' હસતાં હસતાં પ્રથમ યુવક બોલ્યો.

'તો ત્હારી શી ઇચ્છા છે? ' બીજાએ પણ મશ્કરીમાં પુછ્યું.

'તમારી પ્રિય પત્નીને તેડી લાવવાની મને આજ્ઞા ફરમાવો લ્યો આ પત્ર તે પર તેમને મારી સાથે આવવાની ભલામણ લખી આપો. ' પત્ર પેન આપતા તે બોલ્યો

સ્નેહી મિત્રના આગ્રહને વશ બની પેલા યુવાને તરતજ તે પ્રમાણે કર્યું. કિંતુ તેણે તે કામ ખલાસ કર્યું કે તરતજ તેનો યમદુત આવી પહોંચ્યો. બચવાનો સમય નં આપતા ખૂની હુમલો કરી લાલ માણસ ત્યાંથી બીજા યુવાન સાથે એક વિકટ હાસ્ય કરી રવાના થઈ ગયો.

'કેમ કનક !' એક મકાનની પાછેલી બારીથી ઉપર ચડી પેલા ભયંકર માણસે એક માણસને પ્રશ્ન કર્યો.

'સર્વ તૈયાર છે. હાલ તે પૂજા કરે છે. ચાલો લાગ સારો છે.' બીજાએ પ્રત્યુત્તર આપ્યો.

ભૂખ્યા વરૂની માફક તે અંદર દાખલ થયો અને થોડી વારમાં પૂજા હોલમાં આવી પહોંચ્યા. બાવીશ વર્ષનો બ્રાહ્મણનો યુવાન પુત્ર પ્રભુ ભક્તિમાં લીન બની ગયો હતો; પાછળથી એક ભયંકર હુમલા સાથે તેને લોહીના ખાબોચીયામાં તરબોળ બનાવી દીધો ! બેઉ ભેદી વ્યક્તિઓ ત્યાંથી ચાલતું પકડયું. મરતી વખંતની તે યુવાનની બુમથી તેના માતાપિતા દોડી આવ્યા, કિંતુ તે પહેલાં તો લાલ પુરૂષ ત્યાંથી રવાના થઈ ગયો

ઘણીજ ત્વરાથી કેટલાક રસ્તાઓ ઓળંગી નગરની લગભગ બહાર આવેલા ફોજદારના ગૃહનજીક તે આવી પહોચ્યો. તેણે ચોતરફ દ્રષ્ટી ફેંકી કિતુ કંઈએ જણાયું નહી. એટલે ધીરેથી સીટીનો અવાજ કર્યો. અવાજ સાથેજ એક યુવાનનું ડોકુ બારીમાંથી દેખાયું તેણે ઉપર આવવાની સંજ્ઞા કરી.

તરતજ સપાટાબંધ તે ઉપર ચડી ગયો. પેલા માણસે ધીરેથી કહ્યું, 'તમે અહીંજ ઉભા, રહો હું તેને બોલાવી લાવું છું"

'જલદી જા નગરમાં હાહાકાર થતો હશે કદાચ પોલીસ પાછળ પડી હશે પેલા લાલપુરૂષે જણાવ્યું.

'સંગ્રામસિંહ! ચાલો આવો છોને?' પોતાના પિતાસાથે વાત-કરતાં એક યુવાન રજપુતને એક માણસે પ્રશ્ન કર્યો.

'હા. ચાલો' કહી તે યુવાને ત્યાંથી બારી નજીક ગયો. કિંતુ ત્યાં પહોંચે તે પહેલાં તો પાછળથી એક તરવારના ઘાએ તેના અંગના બે ટુકડા કરી નાખ્યા. મરતી વખતની છેલ્લીબૂમ પાડવાનો સમય પણ સંગ્રામસિંહને મળ્યો નહિ.

પોતાનું ક્રૂર કાર્ય પતાવી તેખૂની લોહી નો તરસ્યો બદમાશ ત્યાંથી રફુચક બની ગયો. જતી વખતે તે બોલી ઉઠયો 'હજુ બે!'

ધીરેધીરે તે સાગરના તીર નજીક આવી પહોચ્યો. તેણે બે ચાર પુરૂષોને સાગરની મીઠીલહરીનો આનંદ મેળવતા નીરખ્યા તે બબડી ઉઠયો, 'બિચારા ગરીબ પ્રાણીઓ. ભલે ઘડીભર મજા માણી લે. તેને કયાંથી ખબર હોય કે તેનો કાળ તો ક્ષણે ક્ષણે નજીક આવતો જાય છે.'

એકપ્રતિ બે માણસો હાસ્ય વિનોદ કરતા ફરતા હતા. તેમાંથી એક બોલી ઉઠયો? 'વિનોદ! હજુ તારો મિત્ર કેમ ન આવ્યો હવે તો ચાલો નગરમાં જઇએ. બહુ મોડું થશે. તો કાકાજી ગુસ્સો કરશે.'

'અરે પણ હવે કાકાજીની તાકાત નથી કે નારીપુર ગુસ્સો કરે કારણ કે અપણે તો હવે સદાય અહીંજ રહેવાના.' બીજાએ કહ્યું

બીજાના બોલવાનો ગૂઢાર્થ ન સમજવાથી પ્રથમ બોલી ઉઠયો, 'એટલે તું શું કહેવા ઇચ્છે છે.'

'બસ એનો અર્થ એજ કે આપણે હવે અહીંજ રહેવું ને આનંદ કરવો, મરવું તો પણ અહીંજ. અહા કેવો મીઠો વાયુ!" એમ્યાન બની જવાબ આપ્યો.

'નહી! આપણાથી તે નહિ બની શકે! પુન્ય કાકાજી મ્હારા સિવાય એક ક્ષણપણ જીવી શકે નહિ. આપણે તો રોજ અહીં આનંદ કરવા આવવું' હસતાં હસતાં પેલા યુવાને જણાવ્યું.

'જો મ્હારો મિત્ર આવ્યો ચાલો ભેટવા' બીજા માણસે દુરથી લાલ માણસને આવતો જોઇ કહ્યુ.

"આ ત્હારો મિત્ર છે?"

"હા, એજ, ચાલો." બેઉ જણા આગળ ગયા. નિર્દોષ આત્મા મિત્રના મિત્રને ભેટવા ગયો; કિંતુ તેજ ક્ષણે તેનાં પેટમાં કારમી કટારીએ પ્રવેશ કર્યો, અને તેના આંતરડા બહાર ખેંચી કાઢયા. મરતી વખતે વિશ્વાસ ઘાતી માણસને હૃદયના શાપ આપતાં તે ભૂલ્યો નહિ. કિંતુ પાપીને તેવા શાપોની પરવા હતી નહિ. દુર ઉભેલા કેટલાક માણસો ત્યાં આવે તે પહેલાં તો તેઓ ત્યાંથી પોબારા ગણી ગયા.

ત્યાંથી ઝપાટા બંધ તે પુરૂષ સ્ફાટીક ઘાટ તરફ ગયો. ત્યાં તેણે સ્ત્રીઓનાં એક ટોળાને કામલત્તા સાથે ફરતું નીરખ્યું. સઘળી સ્ત્રીઓ પ્રધાન પત્ની સાથે હસી હસીને વાતો કરવામાં મશગુલ બની હતી. કોઇ કોઇ તો સુંગધી ખીલેલાં કુસુમો નજીક ઉભી હતી. ત્યારે કોઇ આમથી તેમ પોતાની બહેનપણીઓ સાથે આનંદની વાતો કરતી ફરતી હતી.

લાલ પુરૂષ આગળના દ્વારથી અંદર ન જતા પાછળથી ચોરી છુપીથી અંદર ગયો. કેટલેક દુર એક યુવાન રૂપવતી બાળા, એક

સુંદર કમળની પાંખડીઓ ગણવામાં મશગુલ બની હતી. ધીરે ધીરે પાપી ત્યાં ગયો પાછળથી તે યુવાન બાળાનો કર પકડયો. અચાનક પુરૂષને પોતાનો હાથ પકડતો નીરખી તે બાળા હેબતાઈ ગઇ ભયથી તે બુમ પાડી પણ ન શકી.

પાપીએ એ બાળાનો કર વધુ મજબુત રીતે પકડયો અને પોતાની નજીક ખેંચી. પેલી ગરીબ બાળાએ જોરથી મદદ માટે પોકાર કર્યો. સર્વ સ્ત્રીઓ તે તરફ દોડી. કિંતુ તે પહેલાં તો એ અણખીલી કળીના હૃદયમાં કાળી નાગણ સમી ભયંકર કટારીએ પ્રવેશ કર્યો. લાશ પુરૂષે ત્યાંથીજ અગરમાં પડતું મેલ્યું. અને એક નાનકડી હોડીમાં બેસી ત્વરાથી રવાના થઇ ગયો.

પાપી પોતાની પાપ લીલાની પુર્ણાહુતિ કરી પોતાને પંથે કોઇ પણ જાતની નડતર વિના પલાયન કરી ગયો.

પ્રિય વાંચક! જણાવવાની જરૂર નથી કે તે નરાધમ બિહારી પોતેજ હતો. તેણે નગરના સાંત યુવાનોનો ભોગ લેવાની પ્રતીજ્ઞા લીધી હતી ને તે આવી ભયંકર રીતે સંપુર્ણ કરી સહીસલામત છટકી ગયો. તેના સાથીદારો પણ એકેક પછી એકેક પોતાને સ્થાને રવાના થઇ ગયા હતા.

ભયંકરમાં ભયંકર કામો પણ, જેને ઇશ્વરી ડર હોતો નથી, ન્યાયનીતિને સમજતો નથી, તેને કરતાં ડર લાગતો નથી.



## પ્રકરણ ૬ ઠું.

### રમેશની મુંઝવણ.

પાપીના અતિ ભારથી દુનિયા બધી ડોલી ઉઠે,
વર્ષા સમો વર્ષાવતો નિજ કોપને અંગાર એ,
ના ડરે એ શકિતથી નિજ પેટ ફુલાવ્યે જતો,
ફુલી ફુલી ફાંદો ઘડો ફુટી જતો એ પાપનો.

સમસ્ત સુવર્ણનગરમાં હાહાકાર વર્તી રહ્યો હતો. કોઇનો પુત્ર તો કોઇનો ભત્રિજો, કોઇનો ભાણેજ તો કોઇનો બાપ યમદુતનો ભોગ બની ચૂકયા હતા. લગભગ દરેક જાણીતે મહોલ્લે અને પ્રખ્યાત પુરૂષના ગૃહમાંથી રૂદનના સ્વરો આવતા હતા. નગરજનો પણ એકજ દિવસે અને એકજ સમયે થએલા સાત ખુનથી ત્રાસી ગયા હતા. આજે સમસ્ત બજારો તથા દુકાનો બંધ કરવામાં આવી હતી. પ્રધાનજીની આજ્ઞા થતાંજ નગરમાં ઠેક ઠેકાણે હથીયારબંધ પોલીસ રક્ષણને માટે ગોઠવી દેવામાં આવી હતી. જે સાત પુરૂષોના ખુન કરવામાં આવ્યા હતા તેમનો પહેલો તો એક લક્ષાધિપતિનો પુત્ર હતો. બીજો યુવાન પણ એક પૈસાદાર નાગરીકનો એકનો એકજ પુત્ર હતો. ત્રીજો નાગરના બાહોશ પંડિતજીનો ભાણેજ થતો હતો. ચોથો એક રજપુત વીરનો પુત્ર હતો. આ પ્રમાણે દરેક વ્યકિત નગરમાં પ્રખ્યાત હતી. એટલે ગભરાટનો ફેલાવો ઘણોજ વધ્યો હતો.

આ સર્વમાં વધુ આશ્ચર્ય તો એ હતું કે જેઓ પર ઘા કરવામાં આવ્યા હતા, તેમાંથી એકપણ યુવાન બચવા પામ્યો ન હતો. કારણ કે પાપીની કટારી ઝહેરથી તરબોળ બનેલી હતી. નગરના મહારાજાને પણ આ ભયંકર બીના જણાવવામાં આવી હતી.

દરેક ગૃહસ્થ પોતાના વ્હાલાસગાંની મરણક્રિયા કરી દૈવને ઉપલાભ આપતો પોતાના સ્નેહીના થએલા અકાળ મૃત્યુ માટે પાપાત્માપર શ્રાપ વરસાવતા સ્વગૃહે ગયા. તેઓનાં હૃદયમાં ભયંકર જવાળા સળગતો હતો. જે નગરમાં રહી તેઓએ ભય શબ્દ સાંભળ્યો ન હતો તેજ સ્થાનમાં તેઓ પોતાનાં ગૃહમાં પણ ભયથી ત્રાસી રહયાં હતાં.

જે યુવાનને તીરથી વિંધી નાખવામાં આવ્યો હતો તેના ગૃહમાંથી એક લાલ ચીઠી મળી આવી. તરતજ તે ચીઠી લઇને રમેશદત્ત પાસે ગયો.

'પ્રધાનજી અંદર છે ?' તેણે પ્રધાનજીના ચોકીદારને પશ્ન કર્યો.

'હાજી.'

'કહે કે મનહરના પિતા તમને જરૂરી કાર્ય માટે અત્યારેજ મળવા ઇચ્છે છે.' આવનાર માણસે કહયું.

તરતજ ચોપદાર તે ખબર લઇ પ્રધાનજી પાસે ગયો અને પ્રણામ કરી કોઇક તાકીદે મળવા ઇચ્છે છે તેમ જણાવ્યું.

'ભલે ખુશીથી અંદર આવવા દે.' રમેશે આજ્ઞા કરી.

ચોપદારે આજ્ઞા મળતાંજ તે શેઠને પ્રધાનજી પાસે જવાનું જણાવ્યું તે ગૃહસ્થ સવિનય આવી ઉભા રહયા.

'આ આસનપર બીરાજો, આપનું નામ ?' રમેશે પ્રશ્ન કર્યો.

'અભાગી મનહરનો પિતા કેવળચંદ્ર' એક ઉંડા નિસાસા સાથે તે બોલ્યો.

'આપનું આગમન થવાનું કારણ?'

'પ્રધાનજી અમારી અરજી તો કદાચ તમને મળી હશે. આપના જેવા ન્યાય પ્રિય પ્રધાનની હૈયાતીમાં પણ અમારા જાનમાલ સહી-સલામત નથી તે શું ઓછી દુઃખની વાત છે? મ્હારો એકનો એક મનહર હજુ તેણે બાવીશ દીવાળી પણ નહોતી જોઇ, તેનું અકાળે મૃત્યુ......ના મૃત્યુ નહી......પણ ખૂન!' તે માણુસ મુકત કંઠે રડી પડયો.

'ભાઇ, શાંત થાઓ એ બદમાશ ચોરની તપાસ થોડાજ દીવસમાં કરી તમારા સર્વના દેખતા ફાંસીની સજા કરીશ.' રમેશે તેને શાંત કરતા કહ્યું.

'પ્રધાનજી! હવે એ ખુનીને ફાંસીની સજા કરો તોયે શું અમે તો અમારા નયન મણિઓ ગુમાવી બેઠા તે તો હવે થોડાજ અમને મળવાને છે?, કેવળચંદે આંસુ લુછતા જણાવ્યુ.

'જેવી ઇશ્વરની ઇચ્છા આપના આગમનનું કારણ?' વધુ-સમય થઇ ન ગુમાવવા ઇચ્છિતા દત્તે પ્રશ્ન કર્યો.

ખીસામાંથી લાલ પત્ર કાઢી દત્તના હાથમાં સોપતા તે બોલી ઉઠયો, મ્હારા મનહરના પગ પાસે આ ચીઠી પડી હતી. તે જરૂરી જણાયાથી હું આપને આપવા માટે આવ્યો છું.

રમેશે તે કાગળ ઉઘાડયો, અને વાંચવો શરૂ કર્યો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

'હંસા ગઇ, આજે બીજા સાતભોગો લીધાં છે. હજુ વધુ લેવા ઇચ્છા છે. તાકાત હોય તો અટકાવજો સુરેન્દ્ર મને પકડવા માટે તદ્દન ના લાયક છે.

લી૦ 'બિહારી.'

રમેશે વાંચી કામલત્તાને તે પત્ર વાંચવા આપ્યો તેણીએ પત્ર વાંચતા વાંચતા એક સ્મિત કર્યું.

'કેવળ ભાઇ ! તમે આનંદથી આપને ગૃહે પધારો. એ પાપીનો થોડાજ વખતમાં હું ફેજ કરીશ રમેશે કેવળચંદ્રને રજા આપી ને તરતજ એક માણસને સુરેન્દ્રને બોલાવવા રવાના કર્યો.

થોડીજ મિનિટોમાં સુરેન્દ્ર આવી પહોંચ્યો એટલે કામલત્તાને રજા આપી તેઓ બન્ને એક ખાનગી રૂમમાં વાતચીત કરવા માંટે ગયા.

'સુરેન્દ્ર ! કેમ પતો લાગ્યો ?' રમેશે પુછ્યું.

'તપાસ ચાલે છે. આ મામલો ઘણોજભેદ ભરેલો જણાય છે. બિહારીની પાછળ એક મોટી મદદ જણાય છે, આજેજ તેણે શહેરમાં સાતખુન કર્યાં છે. નગરમાં હાહાકાર વર્તી રહયો છે.

'પણ સુરેન્દ્ર ! આ બાબતની તપાસ જલદી થવી જોઇએ. જેટલા પૈસા તથા માણસોની મદદ જોઇતી હશે તેટલી મળશે, હાલમાં મામલો વધુ ભયંકર બનતો જાય છે.' ગંભીરતાથી રમેશે કહ્યું.

'હાજી પણ બિહારીની જાળ ઘણીજ મજબુત જણાય છે. ગઇકાલે મ્હારો મદદગાર વિશ્વેશ એક ભેદી સમાચાર લાવ્યો છે.' સુરેન્દ્રે કહ્યું 'તે શું ?'

'હાલમાં તમને જણાવું તો ભેદ બહાર પડી જવાનો સંભવ છે. મને અત્યારે બોલાવવાની તસ્દી લેવાનું કારણ ?'

'જુઓ આ ચીઠ્ઠી. કેવળ ચંદ્રને ત્યાંથી મળી આવી છે.' રમેશે ચીઠ્ઠી આપતાં જણાવ્યું.

સુરેન્દ્રે તે વાંચી અને પછી પોતાના ખીસામાં મુકી દીધી તે બોલી ઉઠયો, 'પ્રધાનજી ! તમારે હવે મુંઝાવાની જરૂર નથી. મામલો કાબુમાં આવતો જાય છે. હું આપને પશ્ન પુછવા ઇચ્છું છું.'

'શું ?'

'ગુસ્સો ન કરતા.'

'રાજ કારભારમાં ગુસ્સો કદી હોતો હશે ?' હસતા હસતા રમેશે કહ્યું.

સુરેન્દ્રે રમેશના કાનમાં ધરેથી કંઇક કહ્યું. તે સાંભળી રમેશ ચમકી ઉઠયો. તેનાથી બોલ્યા સિવાય ન રહી શકાયું. 'સુરેન્દ્ર ! તમારી એ શંકા અસ્થાને છે, મહેરબાની કરી આવું ફરી કદાપિ ન બોલતા આપનાથી ન બની શકે તો ના પાડો. તમે શું મ્હારાજ ધરને દંડવા ઇચ્છો છો ?'

સુરેન્દ્ર ચુપ બની ગયો. તે ધીમેથી બોલ્યો, દલં ! આ તો હજુ શંકા છે.'

'પણ એવી શંકાજ ન હોય' રમેશે કડકાઇમાં જણાવ્યું.

'ઠીક. સુરેશ અહીંજ છેકે ?' સુરેન્દ્રે વાત ફેરવી તેજ સમય બહાર કોઇના હસવાનો અવાજ સંભળાયો. રમેશે બહારવદ્રષ્ટિ કરી તો થોડે દૂર પોતાની સ્ત્રી સિવાય કોઇને જોયું નહિ. પ્રધાનજીની રજા લઇ સુરેન્દ્ર સુરેશના રૂમમાં ગયો. સુરેશ વિનાયકની સાથે બેઠો હતો સુરેન્દ્રને આવતો જોઇ તેઓ ઉભા થયા.

'કેમ સુરેન્દ્ર ! શા સમાચાર છે ?' સુરેશે પૂછયું.

'પત્તો નથી. સુરેશ! મને હવે ખાત્રી થઈ ગઇ છે. કે તું. તથા વિનાયક નિર્દોષ છો' છતાં તમારે લાભને ખાતર એક ભયંકર સાહસ ખડેવાનું છે.' ધીરેથી સુરેન્દ્રે કહ્યું.

'તે શું?'

'તમે બેઉ કામલત્તાની સર્વ હિલચાલપર બારીકીથી ધ્યાન આપો. તેની વફાદાર દાસીઓની પણ બરાબર ખબર લેજો હવે થોડાક દિવસ હું અહીં આવી શકીશ નહિ. જો, જો બરાબર સંભાલ રાખજો' સુરેન્દ્રે કહ્યું.

'જી. આ વિનાયક તો હંસા માટે ગાંડો બની ગયો છે, સુરેન્દ્ર તમને સાચુ કહું તો રમેશને વિનાયકપર પુરી શંકા ગઇ છે. અને વિનાયકને કદાચ તે દેશપાર કરે. ગરીબ બિચોરો વિનાયક જેવો નાનપણમાં હતો તેવોજ ફરીથી ન બને તે તમારે સંભાળવાનું છે' સુરેશે કહ્યું

'કંઈ ચિંતા નહિ.' કહી સુરેન્દ્ર ત્યાંથી રવાના થઇ ગયો. વિનાયક તથા સુરેશ પોતાની વાતોમાં લીન બની ગયાં.



# પ્રકરણ. ૭ મું.

## બંગાળાના વાઘની ગુફામાં.

વીરા ડરે ના મ્હોતથી, મ્હોત તેનાથી ડરે-
મ્હોત મુઠ્ઠીમાં લઇ, વીરા બધા આગળ વધે

દીલાવર દીલનો દિલાવર સુરેશની આજ્ઞા મળતાજ હંસાની તપાસ માટે ઉછળતાં સાગરમાં છુપાઇ ગયો. સાગર તે સમયે ઘણોજ તોફાની જણાતો હતો. પણ વીરનાં મ્હોત હાચ્છતાં દિલાવરને મન તો તે રમત હતી. વીર દિલાવર મ્હોતથી કદિ ડર્યો ન હતો મરણને તો તે મુઠીમાં રાખી ફર્યા કરતો હતો. સ્વામીની આજ્ઞા બજાવતાં જો મરણ આવે તો તેને તે દૈવીવસ્તુ તરીકે લેખતો હતો. જે મનુષ્ય મ્હોતથી ડરતો નથી તેને માટે શું દુષ્કર છે ? જેમણે એ ભય ત્યજ્યો છે. તેમને સદા વિજયજ છે. મ્હોત એ એવી વસ્તુ છે કે પ્રથમ તો દરેકને તે શબ્દ સાંભળતાજ ભય ઉપજે છે. જેને એ શબ્દ સાંભળતા ભય નથી ઉપજતો ત્હેને મ્હોત મ્હોં આગળ નીરખી કંપારી છુટે છે જે પુરૂષ આ બન્ને વસ્તુઓ માંથી સહેલાઇથી બચી જવા પામે છે તેજ સાચો વીર છે. બહાદુર દિલાવરે પોતાની વીરતા સાબીત કરી આપી હતી

લાખોના લશ્કર પાસે એક વીર યોદ્ધો જેટલુંજ કાર્ય કરી શકે તેટલુંજ કાર્ય કરવા દિલાવરની નાની હોડી ભયંકર સમુદ્રમાં યોગ્ય હતી. દિલાવર તો સુરેશની આજ્ઞા પ્રમાણે વર્તવાનું શરૂ કરી દીધું.

તે તો આગળ વધવાજ લાગ્યો કિંતુ હંસાનો પત્તો નજ લાગ્યો. ધીરે ધીરે રાત્રિનું ગાઢ સામ્રાજ્ય પ્રબળ થવા લાગ્યું. હવે પાછા ફરવા વિચાર કર્યો. કિંતુ સ્વામીએ હજુસુધી તેને પાછા ફરવાની આજ્ઞા કરી ન હતી. તો પાછા કેમ ફરાય ? વીર યુવાન બાલક કેસેબીએન્કા જાણતો હતો કે તેના પિતા તો નાશ પામ્યા છે છતાંપણ પિતાની આજ્ઞાથી મળેલી જગ્યા પિતાની આજ્ઞાવિના ન મુકી અને પોતાનો ધર્મ બજાવતો મરણ પામ્યો. આવા વીરત્વના અનેક દાખલાઓ દીલાવરની ચક્ષુઓ સમક્ષ ખડા થવાલાગ્યા. જેમ જેમ રાત્રિની ભિષણતા વધતી ગઈ તેમ તેમ દિલાવરની હિંમત પણ વધતી ગઈ. દિલાવર વીર હતો. આજ્ઞાકિત હતો. સ્વામીને માટે સદાય પોતાના પ્રાણને કુરબાન કરનાર હતો. એટલે તેણે તો હંસાને નાંમે મરી ફુટવા સિવાય બીજો ઉપાયજ ન હતો. તે સારી રીતે સમજતો હતો કે સુરેશ કાર્યમાં ગુંથાઈ જવાથી દિલાવરને યાદજ કરી શકયો નહિ હોય.

દિલાવરની નાની બોટ સમુદ્રમાં પોતાનો માર્ગ કરતી જતી હતી. લગભગ ચાર કલાકના સતત્ પ્રયાસ પછી તેના હાથ નરમ બન્યા. હજુ હંસાનો તો પત્તોજ ન હતો. તેના હાથમાંના હલેસાં પોતાનું બળ ગુમાવી બેઠા. દિલાવર હવે થાકયો. તેણે દૂર જણાતી એક ટેકરીપર આશ્રય લેવાનો નિશ્ચય કર્યો અને વહાણ છેડા તે તરફ હંકાર્યું. થોડીજ વારમાં તે ત્યાં આવી પહોચ્યો. એકસ્થળે ઘાસના છોડવાઓમાં પોતાની બોટને છુપાવી તે બહાર આવ્યો. થાકથી તે લોથપોથ બની ગયો હતો. તેને ભૂખ તથા તૃષા પણ લાગી હતી. વળી રાત્રિના ઉજાગરાથી આંખો પણ ઘેરાણી હતી. તેના કસાયેલા મજબુત અવયવો પણ થાકથી ઢીલા પડયાં હતાં.

દીલાવર ધીરેધીરે વનફળની આશાએ એક ટેકરી પર ચડયો. મહા-મુશીબતે આશાદેવીથી ઉતેજીત બનેલો આશાવાદી આગળ વધ્યો. છેવટે તે ટેકરીના શીખર પર પહોંચ્યો.. તેના આશ્ચર્ય તથા આનંદ વચ્ચે તેણે આંબાનું એક ઝાડ નીરખ્યું. વૈશાખ માસ હોવાથી આંબાની ડાળે ડાળે પાકી મીઠી કેરીઓ લચી રહી હતી. આમ્રફળ તોડી મોઢા-માંમુકતા તેનો સ્વાદનીરખી તેનાથી બોલાઈ જવાયું, 'અહા! કુદરત, ત્હારી કળા તો ન્યારીજ છે, જે મીઠાસ ને લ્હજત નગરની વસ્તુમાં નથી હોતી તે આ માળીહીન જંગલની વસ્તુમાં દ્રષ્ટ થાય છે. વાડીના દેખાવડા ગુલાબ કરતાં જંગલના જંગલી કુદરતી ફુવા નીચે પોષાયેલા કાંટાળા ગુલ વધુ મનોહર ને સુવાસિત ભાસે છે. અહા!આવી મીઠી કેરીઓ આની સિવાયની શું કામની? આનો ભોકતા કોઇ નહિને?'

ઉગી કરમાય છે વસ્તુ, નહિ ભોકતા અરે તેનો
ખીલ્યાં કરમાય છે કુસુમો, મધુકરહીન સૌ ભાવો

ઉપરની કડીયો તેના મનમાં ગુંજી રહી હતી. એટલાં તેણે ત્યાંથી થોડે દુર ખીણમાંથી એક માનવીને જપાટાબંધ પસાર થતો નીરખ્યો જરૂર તે બબડયો, 'આ સ્થળમાં કાળા માથાના માનવીનો વાસ હોવો જોઇએ તે સિવાય આ આમ્રફળનો વનમાં સંભવજ ન હોઇ શકે. આવ્યો છું તો સ્વામીના કાર્ય માટે કિંતુ હજુ તેમાં સફળતા મળી નથી. એટલે પેલા મનુષ્યની હિલચાલ તો જોઉં! જો કોઇ ગૃહસ્થ હશે તો વિસામો મળશે અને કાળા કર્મ કરનાર હશે તો ત્હેના કુકર્મો જણાશે. આવા નિર્જન વનમાં ગૃસ્થની આશા કેમ રાખી શકાય?'

દિલાવર એકદમ ત્યાંથી સૂચિત સ્થળે જઇ પહોંચ્યો અને જતા માનવીને પાછળ ધીરે ધીરે પોતાનો માર્ગ કરી આગળ વધવા લાગ્યો. થોડા સમય તો તેમજ ચાલ્યું તેટલામાં તો એક કુંડ પાણીથી ભરપુર તેઓના માર્ગમાં આવ્યો. આગળનો માણુસ તેમાં કુદી પડયો અને ત્યાંથી અદ્રશ્ય બની ગયો. થોડીવાર રાહ જોતા જ્યારે તેનો પત્તો ન લાગ્યો ત્યારે દીલાવર પણ કુંડમાં પડયો. કિંતુ ચાર પાંચ મિનિટમાં પાછો બહાર આવ્યો. કુંડની અંદર એક પણ માર્ગ જણાયો નહિ. તેણે કુંડને સામે કિનારે જવા યત્ન કર્યો પણ ત્યાં લોખંડની જાળી એવી રીતે ગોઠવવામાં આવી હતી કે કોઇ પણ માણુસ તે ઓળંગી જઇ શકે તેમ ન હતું. એટલે પાછા ફર્યા સિવાય બીજો રસ્તો ન હતો. આ રચનાથી દીલાવરની સંકા વધુ મજબુત બની તેણે સર્વ ભેદનો ઉકેલ કરવાનો નિશ્ચય કર્યો. ત્યાંથી થોડે દુર આવેલા એક ઝાડ પાછળ તે છુપાઇ ઉભો.

લગભગ અડધી એક કલાક બાદ પ્રથમની માફક એક પુરૂષ ત્યાં આવ્યો અને કુંડમાં અદ્રશ્ય થઇ ગયો. દિલાવર ફરી કુંડમાં પડયો પણ આગળ જવાનો માર્ગ હાથ ના આવ્યો. કદાચ આ કુંડમાં કંઇક ભેદી વસ્તુ હશે, તેમ માની દિલાવર કુંડના તળે તપાસ કરવા લાગ્યો. આખો કુંડ ફરી વળ્યો પણ નવીનમાં કંઇજ જણાયું નહિ ફકત પાણીનો એક નાનો ફુવારો હતો અને તેમાંથી કુંડમાં પાણી આવ્યા કરતું હતું. છેવટે કંટાળી દિલાવરે ફુવારાને આમથી તેમ ફેરવવા માંડયો પણ વ્યર્થ. અચાનક તેનો હસ્ત ફુવારાના મુખપર પડયો એટલે પાણી આવતુ અટકી ગયું ને તરતજ ફુવારાનો એક માર્ગ ખુલ્લો થયો. દિલાવર આશ્ચર્ય સાથે તરતજ અંદર ઉતર્યો. તેને તો હજુ ખબરજ ન હતી કે માર્ગ કેવી રીતે મળ્યો.

લગભગ બારેક પગથીયા ઉતર્યો એટલે તે ભેદી માર્ગ તેની મેળેજ બંધ થઈ ગયો. દિલાવર તો આગળજ ચાલવા લાગ્યો. તેણે પોતાની સદા ભાગીદાર બનવા ઇચ્છતી. અસિને મજબુત પકડી હતી. થોડીવાર ચાલ્યા બાદ તે અંધકારમય ઓરડામાં આવી પહોંચ્યો. ત્યાંથી આગળ જવાનો માર્ગ સ્પષ્ટ જણાતો ન હતો. દ્વાર પણ દ્રષ્ટિ ગોચર થતું ન હતું. થોડો સમય આમતેમ ફર્યા બાદ દિલાવરના પગ નીચે કંઇક ઉંદર જેવી વસ્તુ દબાણી. તે તરતજ ત્યાં બેસી ગયો. દિલાવરના આશ્ચર્ય વચ્ચે તેણે જોયું કે તે લાકડાનો બનાવેલ ઉંદર હતો. તપાસ દરમ્યાન તેનો હસ્ત ઉંદરની પુછડી પર પડયો. પડયો, તેજ સમયે એક ભેદી બારી ઉઘડી. કેવી રીતે ઉઘડી ? શું ભેદ છે ? ઇત્યાદિ પંચાયતમાં ન પડતા દિલાવરે બારીમાંથી પોતાનો માર્ગ કરી લીધો. હવે તે એક ખુલ્લી જગામાં આવી પહોંચ્યો. તેનાથી થોડેજ દુર તેણે એક રૂપવતી યુવાન રમણીને કુસુમ સુંઘતી નીરખી. દિલાવર આ જોતાજ સ્થંભી ગયો. તેનું મજબુત હ્રદય પણ ઘડીભર થરથરી ઉઠયું. તરવારને વધુ જોરથી પકડી ધીરે ડગલે તે આગળ વધ્યો. પાછળથી જઇ તેણે જોરથી પેલી સ્ત્રીને પકડી. પણ તેનાં આશ્ચર્ય વચ્ચે તેણે જોયું કે તે તો લાકડાની મુર્તી હતી. બિચારો દિલાવર ઘડનારની ચાલાકી નીરખી પોતે કરેલી ભુલ માટે શરમાઈ ગયો અને હસી પડયો, આબાદ કેમ જાણે જીવંત યુવતી કુસુમની સુવાસ લેતી હોય તેવા દેખાવ ! વિચારમગ્ન દિલાવર ત્યાં ફરવા લાગ્યો. કેટલાય રમણીય વસ્તુ સિવાય તેણે કંઇ પણ જોયું નહિં. એક સ્થળે 'બિહારી, બંગાળનો વાઘ' તેમ લખેલું વાંચ્યું.

તે વાંચતાંજ દિલાવરના હર્ષની સિમા રહી નહિ પણ તરતજ ગંભીર બની ગયો, વિનાયકનો મિત્ર બિહારી હતો. પ્રથમ તે સમજ્યો

કે આ સ્થાન તો એજ બિહારીનું હતું એટલે કે બિહારી સાથે તેને મિત્રતાનો સંબંધ હોવાથી તેનો સર્વ ભય નાશ પામ્યો. કિંતુ બીજીજ ક્ષણે તેને યાદ આવ્યું કે આ બિહારી તો સમસ્ત બંગાળને ધ્રુજાવનાર બદમાશ હતો. દિલાવર ત્યાંજ અટકી ગયો તેણે ઉંચે દ્રષ્ટિ કરી પણ પર્વતની સીધી ભેખડો સિવાય કશું જોયું નહિ. દિલાવરે પોતાની ચક્ષુઓ સમક્ષ ઉભેલા યમદુતને નીરખ્યા. નરવીર દિલાવર ધ્રુજી ઉઠયો તેની સર્વ હિંમત નાસી ગઇ. તે સમજી ગયો કે બિહારીની ગુફામાં પ્રવેશ કરવો એટલે ભયંકર કાળદુતના મુખમાં ઇચ્છાથી જવા મુજબ હતું. તેમાંથી ફરી જીવતા આવવાની આશા કેમ રખાય ? અને રાખે તો પણ શા કામની ? પાછા જવાય તેમ પણ ન હતું કારણ કે ભેદી દ્વારો ઉઘાડવાની કળા તેને આવડતી ન હતી.

તે બોલી ઉઠયો, ' જે થયું તે થયું, હવે ચિંતા શા કામની ? હવે તો હિંમતથી આગળ વધવામાંજ સાર છે. હિંમતનો ત્યાગ કરવાથી તો મ્હોત વધુ નજીક આવશે હવે તો સુરેશના નામપર આગળ વધવાનુંજ બાકી રહ્યું. '

કમરકસી તરવારને સંભાળી દિલાવર આગળ વધ્યો.



## પ્રકરણ ૮ મું.

### સુરેન્દ્રની ચાલાકી.

'વિશ્વેશ' સુરેન્દ્ર ડીટિકટીવે એક ખાનગી રૂમમાં દાખલ થતા પોતાના સાથીદારને બોલવ્યો.

' જી. '

'તમને આ ભેદી બનાવમાં કામલત્તાનો હાથ જણાય છે, કેમ ખરૂંને ?'

'જીહા, માટેજ આપણે આપણી હિલચાલથી પ્રધાનને વાકેફ ન રાખવાની ખાસ જરૂર છે' વિશ્વેશે કહ્યું.

' ચિંતા નહિ કામલત્તા સુરેશ તથા વિનુ માટે શંકા પ્રધાનમાં હૃદયમાં ઉપજાવવા પ્રયત્ન કરે છે. વળી કામલત્તાના પોતાના હાથ નીચે કેટલીક દાસીઓ તથા માણસો રાખવામાં આવ્યા જણાય છે જે અવાર નવાર તેનો સંદેશો બિહારીને પહોંચાડતા જણાય છે.' સુરેન્દ્રે કહયું.

' પણ ગઇકાલે એક ભેદી બનાવ બન્યો છે. તેની તમને ખબર નહિ હોય ? વિશ્વેશે કહયું.'

' શું ? '

' ગઇ કાલે આપની આજ્ઞા મુજબ હું કામલત્તાના બગીચામાં છુપાઇ બેઠો હતો, તે સમયે બિહારી ત્યાં આવ્યો હતો.'

'કોણુ બિહારી પોતે ?'

'હાજી અને એક બુરખાવાળી રમણી સાથે તેને વાતચીત થઇ હતી.' વિશ્વેશે ધીરેથી જણાવ્યું.

'બુરખાવાળી કોણુ હતી ?'

'કદાચ કામલત્તાજ હશે, બરાબર ખબર પડી હતી નહી.'

'પછી !' આતુરતાથી સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'તેઓએ આવતી કાલને માટે કંઇક નકકી કર્યું છે. વાતચીત બહુજ ધીરી હોવાથી સંભળાતી ન હતી. પણુ લૂટ' એટલો શબ્દ તો સ્પષ્ટ સંભળાયો હતો. તેઓએ કોઈ સ્થળે લુટફાટનું નકકી કરેલ છે., વિશ્વેશે ચોંકાવનારો ખુલાસો કર્યો.

'ત્યારે તો આપણે સાવધાન રહેવું ઘટે છે' સુરેન્દ્રે જણાવ્યું.

'તમે ગઈકાલે હંસાનું બનાવટી શરીર બનાવનાર મસાલાવાળાને ત્યાં ગયા હતા તેનું શું થયું ?' વિશ્વેશે પુછયું.

'તે કંઇ પણુ બોલતો નથી. તે કહે છે કે કોઇ ભેદી વ્યક્તિએ બળાત્કારથી તેની પાસે કામ કરાવ્યું હતું ઘણી ધમકી આપી પણુ વ્યર્થ.'

'ગમે તેમ આપણે વધારે ચોકસાઈ રાખવાની જરૂર છે. પાપીઓ ફાવી જતા જણાય છે. બાબુજી ! તમે સુરેશને કેવો ધારો છો ?' ગંભીરતાથી વિશ્વેશે જણાવ્યું.

'સુરેશ બિચારો તદ્દન ભોળો છે. આ ભેદમાં તેનો જરા પણુ હાથ નથી તેથી ઉલટો આપણુને મદદગાર બનવા તે તનતોડ મહેનત કરે છે તેને માટે વાંધો નથી. સુરેન્દ્રે પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો

'તમે ભૂલો છો. સુરેશનો ભેદ તો જુદોજ જણાય છે. તેનો વફાદાર પ્રાણપ્રિય સેવક દિલાવર હંસાની સાથેજ ગૂમ થયો છે. કદાચ તેણેજ આ બધી બાજી ગોઠવી હોય. અને દિલાવરને હંસા સાચવવા માટે કોઇક સ્થળે રાખ્યો હોય કેમ તમને શું જણાય છે ?" વિશ્વેશે કહ્યું.

વિશ્વેશ ! આ વળી નવું ધતીંગ સુરેશને પણ જોઇ લેવાશે. પણ મને તો સુરેશ નિર્દોષ ભાસે છે.' સુરેન્દ્રે પોતાની ઇચ્છા જણાવી.

'ત્યારે હવે શું કરવાનું છે ? હજુ સાત ખુન કરવાનું કારણ નથી જણાયું ?' વિશ્વેશે પ્રશ્ન કર્યો.

'બહુજ વિચારને અંતે એમ જણાય છે કે સાત ખુન કરવાનું કંઇ ચોક્કસ કારણ નથી પણ પોતાની ઇચ્છા આડે પ્રજા ન આવી શકે તે માટે તેઓમાં ભય ફેલાવવાનો માર્ગ જણાય છે.' સુરેન્દ્રે કહ્યું.

'આપની પ્રધાનજી સાથે મુલાકાતનું શું પરિણામ આવ્યું ?" પોતાની ગાડી આગળ ચલ,વી.

'રમેશે તો કામલત્તા પર શકલઇ જવાની સાફ સાફ ના પાડી દીધી છે. તે કહે છે કે કામલત્તા નિર્દોષ છે. વિશ્વેશ તે ભલે ગમે તેમ બોલે. ચોરોને પકડી પુરવાર કરવાનું કામ આપણું છે. વિશ્વેશ ! આજે નવીન પાસો ફેંકવાનો છે. તું હથીયાર સાથે કામલત્તાના બાગમાં તૈયાર રહેજે અને સર્વ તપાસી રાખજે. મ્હારો અવાજ સાંભળતાંજ તરતજ મદદ માટે આવવું હવે તું જઇ શકે છે.' સુરેન્દ્રે પોતાના સાથીદારને સુચના આપી રવાના કરી દીધો.

લગભગ અડધી કલાક બાદ સુરેન્દ્ર એક આકર્ષક યુવાનનો વેશમાં સેંટ અત્તરમાં કપડાં તરબોળ કરી, હસ્તમાં નેતરની સોટી

લઇ હન્ટીંગ ડ્રેસમાં એક રજપુતને શોભે તેવો સાફો પહેરી બહાર નીકળ્યો. તેના બુટ ચમચમ અવાજ કરી સર્વનું ધ્યાન ખેંચાતાં હતાં. સુરેન્દ્રની માતાની પણ તાકાત નહતી કે એ વેશમાં તે કહી શકે કે આ મ્હારો સુરેન્દ્ર છે.

સુરેન્દ્ર સીધો રાજમહાલય તરફ વળ્યો. નગરના નરેશ ચંદ્રગુપ્તના અંતઃપુરમાં તે દાખલ થયો. ત્યાં ઉભેલી એક દાસી મારફતે મહરાણી સરોજીનીને સુરેન્દ્ર મળવા ઇચ્છે તેમ જણાવ્યું. રાણીની રજા મળતાંજ સુરેન્દ્ર મહારાણીના દિવાને ખાસમાં દાખલ થયો.

કોણ સુરેન્દ્ર ! ' સરોજીની દેવીથી કોઇ અજાણ્યા શોખીન યુવકને સુરેન્દ્ર નામથી દાખલ થએલ નીરખી બોલાઇ જવાયું.

' દેવી ! ગભરાવાની જરૂર નથી. હું સુરેન્દ્રજ છું. કદાચ આપ મને નહિ ઓળખી શકયા હો કારણ કે મ્હેં રૂપાતંર કરેલ છે, સુરેન્દ્રે જણાવ્યું.

' પણ સુરેન્દ્ર ત્હારા અવાજમાં પણ ફેરફાર જણાય છે. મને ખાત્રી ન થાય કે તું સુરેન્દ્ર છે ત્યાં સુધી હું ત્હારી સાથે વાતચીત કરીશ નહિ .' રાણીએ જણાવ્યું.

' બરાબર છે.' હસતાં હસતાં સુરેન્દ્રે પોતાનો અસલ અવાજ કર્યો.

રાણી પણ સુરેન્દ્રને ઓળખી જોરથી હસી પડી. સુરેન્દ્રને પોતાથી થોડે દુરના એક આસનપર બેસાડતાં પૂછ્યું, ' કેમ ' અત્યારે આવવાની જરૂર પડી ?

' માતા ! પેલો ભયંકર મામલો વધુ ભયંકર બનતો જાય છે હું આપની પોતાની મદદ ચાહું છું સુરેન્દ્રે કહ્યું.

'મ્હારી પોતાની મદદ?' આશ્ચર્ય સાથે સરોજીની દેવી બોલી ઉઠી.

'હાજી' આપનીજ, આપના માણસો તથા સેના એ ભેદી લુટારા પાસે નકામા છે, તેમાં તો બુદ્ધિનું કામ છે.' સુરેન્દ્રે પોતનો આવવાનો ભેદ ખોલતા જણાવ્યું.

'કહો ડીટેક્ટાવ રત્ન! આપ કેવી રીતની મદદ ઇચ્છો છો? આપની બહાદુરી તો કદીએ ભુલવાની નહિ. 'ભમતાભુત' તથા દુષ્ટ લુટારા કાળસિંહને પકડવામાં તમે તમારી ચાલાકી જગજાહેર કરી છે.' રાણીએ તેની પ્રશંસા કરતાં કહ્યું.

'આપ મને આપના ખાનગી નોકર તરીકે જણાવો અને રમેશના નવા પત્ની કામલત્તા પર મ્હારે માટે ભલામણનો પત્ર લખી તેમાં એટલુંજ જણાવાનું કે આ બહાદુર અને વિશ્વાસુ યુવાન આપની પર ખુશી થઇ આપની સેવામાં રજુ કરૂં છું. તો તેના પર વિશ્વાસ મુકી ત્હેને કોઇ પણ યોગ્ય કાર્ય સોંપજો, હવે તે તમારીજ પાસે રહેશે. આશા છે કે સુવર્ણનગરની મહારાણીના વચનને પ્રધાન પત્ની ઉથાપશે નહિ' સુરેન્દ્રે સર્વ વાત કહી.

'સુરેન્દ્ર! હું તને ત્હારા કહેવા પ્રમાણે સર્વ લખી આપું છું પણ તે પ્હેલાં મ્હારા એક પ્રશ્નનો પ્રત્યુત્તર આપીશ?' સરોજીની દેવીએ પશ્ન કર્યો.

'બની શકે તો આ સેવક સદા તૈયાર છે.' સુરેન્દ્રે વિનાય સાથે જણાવ્યું.

'પ્રધાન-પત્નીપર આ ભલામણ લખાવવાનું કારણ?'

'તે હું આપને હાલ જણાવવા અશકત છું.'

‘ કારણ ? ’

‘ તે વાત ભેદી હોઈ ખાનગી રાખવાની જરૂર છે, ’

‘ મ્હારાથી પણ ખાનગી રાખવાની જરૂર ? આજ્ઞા કરતીઃ હોય તેવા ગંભીર અવાજથી રાણી બોલી ઉઠી.

‘ દેવી! આપતો રાજ્ય માતા છો. પછી આપનાથી ખાનગી શું હતું આપનો સેવક સુરેન્દ્ર ઇચ્છે છે કે હાલ જ્યાંસુધી તેની ખાત્રી ન થાય ત્યાં સુધી નિર્દોષો પર જુઠા આળ ન ચડાવવા ’ સુરેન્દ્રે બાજી બગાડવા ન પામે તે માટે નમ્રતાથી કામ લેવાનું શરૂ કર્યું.

‘ તમને પ્રધાન–પત્ની પર શંકા જાય છે ? ’ ચાલાક રાણીએ પશ્ન કર્યો

‘ પ્રધાન પત્ની પર નહિ કિન્તુ તેમની સેવામાં રહેતી એક દાસીપર અને તેથીજ ત્યાં રહેવાની જરૂર જણાય છે. ’ સુરેન્દ્રે જુઠ્ઠી વાતો કરી.

‘ ભલે ત્યારે હું આપને પત્રિકા લખી આપું છું. ’ કહી રાણીએ એક દાસી પાસે પત્ર પેન મગાવ્યા.

‘ આપનું નામ શું રાખવાનું છે? ’ રાણીએ પશ્નકર્યો.

‘ સતીનસેન. ’ સુરેન્દ્રે ટુંકમાંજ પતાવ્યું,

સુરેન્દ્રના કહેવા પ્રમાણે રાણીએ પત્રિકા લખી તે પર પોતાની મહોર લગાડી પત્ર સુરેન્દ્રને આપ્યો અને સુરેન્દ્રની સફળતાં ઇચ્છી.

‘ દેવી આપને મ્હારી એક નમ્ર વિનંતિ છે. ’ સુરેન્દ્રે જતાં જતાં કહ્યું.

‘ શું ? ’

' મ્હારા આગમનની તેમજ આપે લખેલ પત્રની વાત બહાર જવા ન દેતા. છત્રપતિ મહારાજા સાહેબ કરમેશદત્ત ને પણ આ વાત નકરતા. ' સુરેન્દ્રે સુચના આપી.

' ભલે, ત્હારી ઇચ્છા પ્રમાણે થશે ' શાંતીથી સરોજીનીદેવીએ જણાવ્યું. મહારાણીને નમન કરી સુરેન્દ્ર ત્યાંથી સપાટાબંધ પ્રધાનના ગૃહપ્રતિ રવાના થઈ ગયો

## પ્રકરણ. ૯ મું.

### ખાંડાના ખેલ.

' મરવું અરે જે રીત છે, મરવું ખરે એ ફર્જ છે,
ઇચ્છે ન તે છતાં મરવું બધાની સાથ છે.
જો રીત આ સંસારની, મરવું કહો શા માટ ના—
નિજ દેશ કેરા જંગમાં સ્વાતંત્ર્યના અભિસારમાં ?
મરવું કહો શા માટના, સુધર્મના સન્મારગે,
સત્ય માટે સ્નેહ માટે, કંઇ ભલા કામે અરે ? '

મરવું તો પણ અન્યના ભલાને ખાતર તેવો દ્રઢ નિશ્ચય કરી બહાદુર દિલાવર પાપાત્માની ગુફામાં બેધડક આગળ વધવા લાગ્યો. તેનામાં મરી ગએલો જુસ્સો ફરી પ્રગટ થયો હતો.

વિશાળ ચોગાનમાં દિલાવર આગળ વધવા લાગ્યો પણ થોડાજ સમયમાં તેને અટકવાની ફરજ પડી. જો કે તેની સામેનું દ્વાર જણાતું હતું ખુલ્લુ' કિન્તુ આડા અને ઉભા ભાલાઓ એવી યુકિતથી માર્ગમાં ગોઠવવામાં આવ્યા હતા. કે આગળ વધવું એટલે ભાલાઓમાંથી પોતાંનો માર્ગ કરવાનું હતું તેમાં બહાદુરીની કિંમત ન હતી બહાદુર નર પણ ભાલાઓની અણીપર તો થોડોજ ચાલી શકે છે. ? દિલાવર હવે શું કરવું તેનો વિચાર કરતો આમથી તેમ ઉભો રહયો. નરાધમો પોતાને રહેવાનાં સ્થાન કેટલાં સુરક્ષિત રાખે છે તેનો ખ્યાલ તેની અખીલ જીંદગીમાં આ પ્રથમ વખતજ તેને આવ્યો

એટલામાં તો કંઈક ખખડાટ થયો ચાલાક દિલાવર ત્યાંથી ખસી એક ખુણામાં ભરાઈ ગયો. ધીમે ધીમે કોઇના પગરવનો સ્પષ્ટ અવાજ આવ્યો. દિલાવરનું દીલ જોસથી ધડકવા લાગ્યું. એટલામાં તો કોઇ અબળાનો રૂદન સ્વર પણ સંભળાવા લાગ્યો. દિલાવરે પોતાની તરવાર સંભાળી. એકાદ બે સેકંડમાં તો ચાર યમદુત સમાન મજબુત બાંધાના પુરૂષો એક યુવાન સુંદરીને બળાત્કારથી ઘસડી જતા દેખાયા. ચારે આવનારા ભીલ જણાતા હતા. તેઓ લોખંડી દ્વાર નજીક આવી અટકી ગયા. દિલાવરનાં હૃદયમાં તનમનાટી થવા લાગી. તેનું રજપુત લોહી અબળાના કરૂણ રૂદનથી પીગળી ગયું.

ત્હેને ખાત્રી હતી કે પાપીની ગુફામાંથી જીવતા બહાર નીકળવાનું તો નથીજ. કાંતો પાપીના હાથમાં સપડાઇ જશે અથવાતો બહાર જવાનો માર્ગ ન મળવાથી ભૂખતૃષાથીજ મરણ થશે. જો મરવાનું તો ચોકસજ હતું. તો શા માટે વીરને મ્હોતે ન મરવું ? એટલે તેણે તો જીવન મરણનાં

ખાંડાના છેલ્લા ખેલ ખેલવાનું મન સાથે નક્કી કરી લીધું, અને એકદમ ભુખ્યા સિંહની માફક છલંગ મારી તેઓનાં માર્ગમાં ઉભો રહયો.

'ખબરદાર ! એક ડગલું આગળ વધ્યા તો ?' દિલાવરે ગર્જના કરી. અચાનક હુમલાથી પેલા કાળદુતો તો ગભરાઈ ગયા અને તેનો લાભ લઇ પેલી રમણી હરણી સમી દોડી દિલાવરની પાછળ ઉભી રહી.

'બ્હેન ! ધીરજ ધરજે, શયતાનોનો સમય આવી લાગ્યો છે અને તેમનાંજ કાળે મને અહીં નોતર્યો જણાય છે.' દિલાવરે પેલી સ્ત્રીને શાંત કરવા કહ્યું.

'ભાઇ ! આ નામર્દ નીચ કુત્તાઓ મને 'સ્ફાટીક ઘાટ' માંથી ઉપાડી લાવ્યા છે. મારા સાસુ સસરા તથા માતાપિતા મારા અચાનક ગુમ થવાથી ગભરાઇ ગયા હશે તો કૃપા કરી આ પાપીઓનાં હાથમાંની મારૂં રક્ષણ કરો. ગળગળે અવાજે આવનાર સ્ત્રી બોલી.

દરમ્યાન દિલાવર પર એકી સાથે હલ્લો કરવાનો પેલા ચારેયે નિશ્ચય કર્યો અને કારમી કીકીયારી સાથે તેઓ તુટી પડયા. દિલાવર તો તેમનાં ઘા ઝીલવા તૈયાર બની ઉભો હતો. 'એક મરણીયો સોને ભારે' તે કહેવત મુજબ મરણીયો બનેલો દિલાવર તેઓ પર કુદી પડયો. ચારમલ્લની મધ્યમાં એકલો વીર હસ્તમાં શિરોહીની આભલા સમી ઝગહળતી અસિ ફેરવતો હતો. આજે તેનું વીરત્વ ઓર ભાસતું હતું. પરોપકાર્થે પ્રાણ અર્પવા તઇયાર બનેલા વીરની સહાયે દેવો પણ ઉભા હોય તેમ થોડાજ સમયમાં એકજણ દિલાવરની તલવારનો ભોગ બન્યો. તેનું ધડ ગરદનથી જુદુ થઇ ગયું હતું. પાપીના લોહીથી તે ભુમી પહેલીવારજ પવિત્ર બની.

એકના નાશથી ઉત્તેજીત બનેલો બહાદુર વધુ ઉત્સાહથી ઘૂમવા લાગ્યો. પોતાના સાથીદારના ખૂનનો બદલો લેવા ઇચ્છતા બાકીના ત્રણ પણ વધુ જોસથી લડવા લાગ્યા, આ બધો સમય પેલી રમણી એક ખુણામાં ઉભી ઉભી ત્રાસથી ધુજી રહી હતી. હૃદયથી તે દિલાવરનો વિજય ઇચ્છથી હતી કિંતુ દિલાવરના વિજય માટે તેને સંપૂર્ણ શંકા હતી કારણ કે કદાચ વધુ મદદ આવી પહોંચવાની વકી હતી.

ગાંડા હાથીની માફક લડતાં દિલાવરની તલવારે એક જણનો હાથ કાપી નાખ્યો. લોહીનો ધોધ વહી જવાથી તે બિચારો બેભાન ઢળી પડયો. એટલામાં તો દિલાવરના પગમાં પણ એક સખ્ત જખમ થવા પામ્યો. તેમાંથી પણ લોહી વહ્યું જતું હતું. વીરશ્રીથી વરાયેલો વીર ઘાની વેદના ગણકાર્યા વિના પોતાનું કાર્ય કરી રહયો હતો. પોતાના બે સાથીઓ નાશ પામ્યાથી બાકીનાઓની હિંમત પણ ખૂટી હતી. છતાં પણ બિહારીની બીકથી તેઓ લડી રહ્યા હતાં. એટલામાં તો દિલાવરની તલવારે બેમાંનાં એકનો નાશ કરી નાખ્યો. પણ તેજ વખતે દિલાવરની તલવાર બુઠ્ઠી બની ગઈ. દિલાવરને હવે તલવારની જરૂર પણ ન હતી. બાકી રહેલા પર તેણે છલંગ મારી તેને પકડી જમીન પર પટકયો અને દ્વંદ યુદ્ધ ચાલ્યું. બિચારો ચોથો માણસ તો દિલાવરની વીરતા નીરખી છક બની ગયો હતો. લડવાનું તેનામાં સામર્થ ન હતું. હિંમત પણ ન હતી, એટલે દિલાવરે પોતાની સદાની સંગાથી કટારીથી તેને યમદુતના દરબારમાં પોતાના પાપી કૃત્યનો જવાબ આપવા રવાના કરી આપ્યો.

આ ખૂનાખાર જંગ દરમ્યાન દિલાવરને પણ બે સ્થળે સખ્ત ઇજા થઈ હતી. અત્યાર સુધી દૂર ઉભેલી રમણી પોતાના શત્રુઓનો

નાશ નીરખી ત્વરાથી દિલાવરની પાસે દોડી આવી. દિલાવર એક તો ભુખ્યો અને તરસ્યો હતો તેમાં વળી હવે સંપૂર્ણ થાકી ગયો હતો એટલે બેસી ગયો,

પેલી ભીરૂ રમણી હવે બહાદુર બની. તેને યાદ આવ્યું કે પોતાની રેશમી સાડી ચીરી કૃષ્ણની બ્હેને કૃષ્ણની લોહીથી વહેતી આંગળી પર પાટો બાંધ્યો હતો. કેટલો પ્રેમ ? આતો તેનો રક્ષક, ઉગારનાર, જીવનદાતા. તરતજ પોતાની સાડી ચીરી તે રમણીએ વહેતા લોહી પર પાટો બાંધ્યો. અને દિલાવરના મસ્તક પર ધીરે ધીરે હાથ ફેરવવા લાગી. દિલાવરને શાંત જોઈ તે બોલી; ' ભાઈ હવે કેમ છે ? '

એક અજાણી રમાને પોતાની સારવાર કરતી નીરખી દિલાવર હસી પડયો. તે બોલ્યો; ' બ્હેન ! આપનું નામ ઠામ ? '

' મારૂં નામ કમલાદેવી અને મારૂં સ્થાન સૂવર્ણ નગર. ' જરા સંકોચ પામતા તે બોલી.

' પાપીના પંજામાં આપ કેમ સપડાયા ' દિલાવરે બીજો પ્રશ્ન કર્યો.

' હું સમવયસ્ક સખીઓ સાથે સ્ફાટીક ઘાટે ફરવા ગઇ હતી, ત્યાં અન્ય કોઇ ન હોવાથી અમે વિના સંકોચે હાસ્ય ગમ્મત કરતા હતા. એટલામાં તો અચાનક ચાર લફંગાઓ ત્યાં આવી પહોંચ્યા. બંધુક તાકી અમને બુમો પાડતી અટકાવી. એક જણ મને ઉપાડી ચાલતો થયો, અને બાકીના ત્રણ થોડીવાર પછી તેને આવી મળ્યા. આથી વિશેષ હું કશું જાણુતી નથી. મને પકડી લઇ જનાર કોણ છે ? તેઓનો તેમ કરવાનો શો ઇરાદો છે ? અને તેનો શું ગુન્હો કર્યો છે ? ઇત્યાદી હું કંઈપણ જાણુતી નથી. ' તેણીએ સર્વ વાત જણાવી.

'ત્યારે તો તમે અમારા શહેરનાંજ, કેમ ખરૂંને? પાપી બિહારી આજકાલ સુવર્ણ પુરમાં ત્રાસ વર્તાવી રહયો છે. પણ હજુ તેને સવાશેર મળ્યો નથી નહીતર એ મગતરાના શા ભાર કે પ્રજાને રંજાડી શકે' દિલાવરે જણાવ્યું.

'આપનું નામ?'

'દિલાવર.'

'નરવીર સુરેશને ઓળખો છો?'

'સમસ્ત નગરમાં સુરેશના નામથી કોણ અજાણ્યો હશે?, હસતાં હસતાં કમળાદેવી બોલી.

'તેજ સુરેશનો હું વફાદાર નોકર છું. પ્રધાન પુત્રી હંસાની તપાસાર્થે હું અત્રે આવી ચડયો છું. બ્હેન કમળા! હવે વ્યર્થ વાતોમાં સમય ગુમાવવાની જરૂર નથી કારણ કે આપણે શત્રુઓની ગુફાઓમાં છીએ તે ભુલવું જોઇતું નથી. આપને પાછા જવાના માર્ગની ખબર છે?' દિલાવરે પ્રશ્ન કર્યો.

'દિલાવર ભાઇ! તમે મને બચાવી તો ખરી કિંતુ તમને તથા મને અહીંથી મુકિત મેળવવાના માર્ગની ખબર ન હોવાથી હજુ આપણે સહીસલામત નથી મ્હારૂં શીયળ તથા આપનો પ્રાણ હજું ભયંકર જોખમમાં છે શું કરવું ત્હેની સમજ મને પડતી નથી આપ કહો તે કરવા તૈયાર છું.' કમળાદેવીએ જણાવ્યું.

'બીહારી પર વિશ્વાસ મુકી આગળ વધ્યા સિવાય છુટકો નથી મ્હને મ્હારા પ્રાણની પરવા નથી કિંતુ જો કદાચ પકડાઇશું તો આપનું શીયળ ભયંકર જોખમમા આવી પડશે હવે તો આગળજ વધીએ જે થવું હશે તે થશે આપ આ એક કટારી આપની પાસે

રાખો અને જરૂર પડતાં પાપીને મારીને યા આત્મ હત્યા કરી શીયળરત્ન સાચવજો અને હું પણ આ પાપીની તલવાર લઉં છું" રક્ષણના સાધન લઈ સર્વભાવિ સુચના આપી દિલાવર આગળ વધ્યો. પાછળ પેલી સ્ત્રી પણ ચાલી.

લોખંડી દ્વાર નજીક જઇ તેઓ ઉભા રહ્યાં આસપાસ કળની તપાસ કરવા લાગ્યા, એટલામાં કમળાદેવીનો હસ્ત એક ભાલાની ધાર પર પડયો, સણસણાટ કરતું દ્વાર ઉઘડી ગયું અને, આગળ રસ્તો દેખાણો ઇશ્વરનો ઉપકાર માની બેઉ આગળ વધ્યાં.

'ભાઇ! પ્રભુ હજી જાગતો બેઠો છે, દુઃખીઓના દુઃખમાં મદદ આપી હજુ તે ભુલતો નથી.' કમળાદેવીએ ઇશ્વરનો ઉપકાર માન્યો.

'બ્હેન! ઇશ્વર તો સદાયે જાગતો બેઠો છે. તે કદી પણ મનુષ્યજાતનું બુરૂ ઇચ્છતો નથી આપણને સારૂં લાગે છે તેતો સારૂં છેજ પણ આપણને જે ખરાબ થએલું દેખાય છે તે પણ તેની દ્રષ્ટિથી જો આપણા ભલાને માટેજ કરાય છે. આપણે અજ્ઞાન મનુષ્ય તે મહાન વ્યકિતનું સંપુર્ણ મહાત્મ્ય ન સમજતાં તેમને વખોડીએ છીએ. મનુષ્યની બુદ્ધિ હંમેશા દેવની બુદ્ધિ કરતાં ટુંકી હોય છે આપણે ફક્ત ભુતકાળજ જાણીએ છીએ ત્યારે તે સર્વજ્ઞ દેવતો ભુત ભવિષ્યને વર્તમાન કાળનું સર્વ અગમ્ય જ્ઞાનથી, જાણે છે મને તો શ્રદ્ધા છે કે જ્યાં સુધી આપણે ન્યાય નીતિને સત્યને પંથે આપણી ફરજ બજાવીએ છીએ ત્યાં સુધી આપણે નિર્ભય છીએ.' મનુષ્યની અજ્ઞાનતા અને ઈશ્વરનું મહાત્મ્ય વર્ણવતા દિલાવરે કહયું.

'ભાઇ, ત્હારા જેવા વીર તથા ઉદાર નરો મ્હારી સમસ્ત જીંદગીમાં મેં કદી નીરખ્યા નથી ભાઇ મળજો તો ત્હારા જેવા શુરા મળજો કે જેથી સહેલાઇથી ભવસાગર પાર તરાયે ? કમળાદેવીએ પોતાના હ્રદયના ઉદગારો બહાર કાઢયા.

'મારી ફરજ બજાવવા સિવાય મેં કશુ પણ વધારે કર્યું નથી, દરેક મનુષ્યની ફરજ છે કે અન્ય દુઃખી પ્રાણીને દુઃખમાં મદદ કરવી પોતાનો ઉદાર સ્વભાવ દર્શાવતો દિલાવર બોલ્યો.

'પ્રભો ત્હારી મહેનતને સફળ બનાવે અને અમારા આત્માઓને નરક સમાન આ ગુફામાંથી બચાવે.' કમળા બોલી.

'જુઓ, જુઓ બ્હેન સામેથી પાપાત્માઓ આપણા તરફ આવતા જણાય છે, બસ, હવે તો છેલ્લાં ખેલ છે. બ્હેન ! સાવધાન રહેજો તમારા શીયળનું ગમે તે ભોગે રક્ષણ કરજો. હું પણ મારી ફરજ બજાવતાં સ્વર્ગે સંચરીશ.' સામેનાં દ્વારમાંથી પંદર વીસ માણુસોને આવતા નીરખી દિલાવર ગભરાટમાં બોલી ઉઠયો.

## પ્રકરણ ૧૦ મું.

### ગેબી ગર્ત્તામાં

'પ્રધાન, પત્નીને જણાવો કે રાજદ્વારમાંથી શ્રીમતી સરોજીની દેવીની આજ્ઞાથી એક માણુસ આપને મળવા માટે આવેલ છે.' એક યુવાને પ્રધાનજીના ગૃહ આંગણુમાં ઉભી રહેલી એક દાસીને કહ્યું.

'જેવી ઇચ્છા' પેલી દાસી વીજળીના ત્વરાથી ત્યાંથી ચાલી ગઇ ને થોડીવારમાં આજ્ઞા મેળવી પાછી આવી. સાથે આવેલ યુવકને પણ બંગલામાં તેડી ગઇ.

એક વિશાળ રૂમમાં કામલત્તા સફેદ વસ્ત્રો સજી એક આસન પર આડે પડખે સુતી હતી. ચાર દાસીઓ તેને પવન નાખવામાં તલીન હતી. વચ્ચે વચ્ચે વાતોના તડાકા ચાલતા હતા. કામલત્તાએ અત્યારે તો સતિનું સ્વરૂપ સજ્યું હતું. પુરા ઠાઠમાં તે ગૌરવથી સુતી હતી. તેના બારીક વસ્ત્રોમાંથી તેનાં સર્વ અવયવો સ્પષ્ટ દેખાતાં હતાં ગોળ મોઢું, વિશાળ કાળા વેણીમાં ગુંથેલા કેશકલાપો, મોટી કાળી આંખો, અને અંગપર ઝામેલી લાલી ઓર પ્રતિભા આપતા હતા. તેનો દમામ રાજરાણી કરતાં પણ અધિક ભાસતો હતો.

આવનાર યુવક નમન કરી ઉભો રહ્યો, તેની સલામનો પ્રત્યુત્તર ન આપતાં કામલતા દાસીઓ સાથે ગપાટા મારવા લાગી. લગભગ ચાર પાંચ મિનિટ તો આવનાર યુવક ઉભોજ રહ્યો. કામલત્તા સારી રીતે જાણતી હતી કે આવનાર માણસ રાજમાતાનો હોઇ તેનું અપમાન તે રાજમાતાનું અપમાન હતું કિંતુ ત્હેને તો તેની જરાપણ પરવા હતી નહિ.

થોડીવાર બાદ તેણે આવનાર યુવક પ્રતિ પોતાની દ્રષ્ટિ ફેંકી અને તેના પગની પાનીથી મસ્તક સુધી ધ્યાન પુર્વક નિહાળવા લાગી તેની દ્રષ્ટિમાં સત્તા સ્પષ્ટ જણાંતી હતી. 'શા માટે સુવર્ણનગર નરેશની પટ્ટરાણીને તસ્દી લેવાની જરૂર પડી ? આ દાસી તો સદાયે તેમની સેવામાં તૈયાર છે.' રૂબાબ ભરી ભાષામાં સ્મિત કરતી કામલત્તાએ યુવકના આગમનનું કારણ પુછ્યું.

'શ્રીમતી દેવીએ આપને આ પત્ર પહોંચાડવાની મને આજ્ઞા ફરમાવી છે.' નમન કરી પત્ર કામલત્તાની દાસીને આપતા તે યુવાને પોતાના આવવાનું કારણ જણાવ્યું.

પત્ર ઉપર મહારાણીની મહોર હતી. દાસીના હસ્તમાંથી પત્ર લઈ કામલત્તાએ ફોડયો. તેમાં મહારાણીએ નીચે પ્રમાણે લખ્યું હતું.

વ્હાલી સખી કામલત્તા!

આ પત્ર લઇ આવનાર યુવાન મ્હારો વિશ્વાસુ માણસ છે. તેણે પાંચ વર્ષ સુધી મ્હારી સેવા બજાવી પોતાની ચાલાકી તથા બહાદુરી બતાવી આપી છે. તું મ્હારી વ્હાલી સખી હોઇ આજે ત્હારા પ્રત્યે તેને રવાના કરેલ છે. રાજા કરતાં પ્રધાનને વધારે કાર્ય કરવાનું હોય છે. તેમજ તેઓની પત્નીઓનું પણ માનવું. હું તને મારો નોકર ત્હારી સેવા માટે રવાના કરૂં છું તો તેને ત્હારી સેવામાં સ્થાન આપી ત્હારો સખી પ્રેમ દર્શાવવાનો લાભ અચુક લ્હેજે.

લી૦ સરોજીની દેવી.

પત્ર વાંચી કામલત્તાએ આવનાર યુવક તરફ દ્રષ્ટિપાત કરી સ્મિત કર્યું.

'યુવાન વીર! ત્હું જેટલો દેખાવડો છે તેટલોજ બહાદુર છે?

'બહાદુરી શબ્દોની નથી કિંતુ કર્તવ્યની હોય છે. મને કાર્ય સોંપો અને પછી મહારી કિંમત આંકો.' ગજગજ છાતી ફુલાવી આવનાર યુવાન બોલ્યો.

'દેખાય છે તો શબ્દે તથા માધુર્યે સુંદર, કેમ ખરૂંને?' એક દાસી પ્રતિ આંખ ફેરાવતી કામલત્તા બોલી.

'લાગે છે તેમજ શોખીન પણ આબાદ જણાય છે' જુવાની પણ ઝળકતી શોભે છે તેમજ બહાદૂર પણ પુરો દેખાય છે' દાસીએ આવનારના વખાણ કરતાં કહયું.

'સેવીકાઓ ! દ્વાર પાસે ખડી રહો મ્હારી આજ્ઞા સિવાય કોઇને અંદર આવવાની રજા ન આપતા' દાસીઓને રજા આપતા કામલત્તા બોલી.

દાસીઓ ગઇ એટલે અંદરથી દ્વારબંધ કરી એક આસન આપી આવનાર યુવાનથી થોડે દુર તે બેઠી. 'વીર યુવાન ! આપનું નામ ?'

'સતીનસેન.'

'વાહ કેવું મોહકનામ ! હું હજુ આપનાથી સંપુર્ણ પરિચિત-નથી પણ તમારાં મુખના ભાવો મ્હને તમારાંમાં વિશ્વાસ મુકવાનું જણાવે છે. સતીન ! એટલું યાદ રાખજો કે મ્હારા વિશ્વાસનો ભંગ કરનાર ભયંકર મૃત્યુ પામે છે મ્હારી સામે દગો રમવામાં કોઇ ફાવ્યું નથી અને ફાવશે નહિ હજુ સુધી નગરના પતિ તથા મ્હારા સ્વામી દેવ સિવાય મ્હેં કોઇને માનભરી ભાષામાં સંબોધન કર્યું નથી પણ તમને તેમ કરવા હું ઇચ્છું છું. તો મ્હારા વિશ્વાસનો ગેરલાભ લેવા લલચાતા નહીં તમારી વિરતાની પરિક્ષા હું આજેજ ઇચ્છું છું,' આટલું બોલી કામલત્તા શાંત રહી.

'દેવી આપની સર્વ આજ્ઞાઓનો અમલ મ્હારા શીર સાટે કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું અને આપના વિશ્વાસનો ભંગ કદી ન કરવાનું પણ હું વચન દઉં છું. આપ ખુશીથી આપને યોગ્ય લાગે તે કાંઈ મને સોંપી શકો છો, વિશ્વાસ ભંગ એ શબ્દ મ્હારી સમસ્ત જીંદગીમાં મ્હેં કદી સાંભળ્યો નથી' છટાભરી ભાષામાં સતીને કહ્યું.'

'સતીન ! ત્હેં બિહારીનું નામ સાંભળ્યું છે ?'

'એવો કોણ અંધકારની ગર્તામાં ગોથા ખાનાર મુર્ખો આ નગરમાં હશે કે જેણે તે બદમાશનું નામ નહિ સાંભળ્યું હોય ?' આંખ લાલ કરતાં સતીન બોલ્યો.

'ચુપ સતીન ! બિહારીની નિંદા કરવા મેં તને રાખ્યો નથી કિંતુ મારૂ કાર્ય બજાવવા તને રાખવામાં આવ્યો છે. અહીંથી એક ગુફા વાટે તારે એક સ્થળે જવાનું છે. અહીંથી જતી વખતે તમારી આંખપર પાટા બાંધવામાં આવશે કિંતુ ગુફામાં પ્રવેશ કર્યાબાદ તે છોડવામાં આવશે. મ્હારો પત્ર લઇ આપે સીધેસીધા ગુફામાં ચાલ્યા જવાનું છે. લગભગ ૭ માઇલ બાદ એક લોખંડીદ્વાર આપનો માર્ગ બંધ કરશે. તે સ્થળે જઇ '**કાળીમાતા**' શબ્દ જોરથી બોલવા. એટલે તે દ્વાર ઉઘડી જશે. અને આપનો માર્ગ આગળ ચોકખો જણાશે. થોડે દૂર ગયા બાદ ફરી તમારા માર્ગમાં નડતર દેખાશે ભાલાથી બંધ કરેલું દ્વાર દેખાશે. ડાબાહાથનાં છેલ્લા ભાલાની અણીપર તમારો હાથ પડતાજ માર્ગ ખુલ્લો જણાશે ત્યાર બાદ તમે '**મનમથ**' શબ્દ બોલજો એટલે એક કાળો પહાડી પુરૂષ આવી તમારી આંખે પાટા બાંધી આગળ લઇજશે; છેવટે તમને તેમના સરદાર પાસે પહોચાડશે તેમને મ્હારો સોંપેલ પત્ર આપી તેનો જે પ્રત્યુતર મળે તે મેળવી પાછા અહીં આવવાનું છે. આવતી વખતે પણ તેજ ક્રિયા કરવાની છે. કિંતુ આપણા ભોંયરા પાસે આવી ત્યાં રાખેલી ઘંટડીનો અવાજ કરવાથી આપને મ્હારી પાસે આવવાનો માર્ગ જણાશે. કેમ, આવા ભયંકર સ્થાનમાં જવાની હિંમત ચાલશેને ?' કામલતાએ પ્રશ્ન કર્યો.

'ખુશીથી, આથી પણ વધુ ભયંકર બજાવવા આપને માટે આ સેવક સદા તૈયાર છે' હસતાં સતીને કહ્યું.

'સતીન! જો મ્હે કહ્યું તેમ કરવામાં જરાપણ ગફલત કરીશ તો ત્હારો સદાને માટે ફેજ થશે જો આ કાંયમાં તારી ફત્તેહ થશે તો નવું કાર્ય સોંપીશ.' કામલતા હસતી હસતી બોલતી.

આપની આજ્ઞા પ્રમાણે અક્ષરસઃ વર્તીશ- તેમાં જરાપણ ભૂલ થવા દઇશ નહિ. તે માટે આપ નિઃશંક રહો.' સતીને કામલતાના કહેવા પ્રમાણે કરવાનું વચન આપતા જણાવ્યું.

'વળી જો ત્હારૂં કાર્ય મ્હને પસંદ આવશે તો ત્હારા ચરણમાં અનેક રૂપસુંદરીઓ તથા અઢલક ધનના ઢગલા કરવામાં આવશે." કામલત્તાએ ભવિષ્યના લાભનો લોભ દેખાડયો.

'આપશ્રીની કૃપા હશે તો પછી મ્હને સર્વ વસ્તુઓ મળી સમજીશ.' સતીને પણ મીઠી ભાષામાં જવાબ આપ્યો.

કામલત્તાએ એક દાસીને બૂમ પાડી પત્ર પેન લાવવાની આજ્ઞા કરી થોડુંક લખ્યા બાદ પત્ર બરાબર બંધ કરી તે પર સીલ મારી સતીનના હાથમાં આપ્યો 'સતીન! મ્હારી પાછળ પાછળ ચાલ્યો આવ.' કામલત્તાએ ચાલતાં ચાલતાં કહ્યું. બેઉ બે ચાર રૂમ તેવી રીતે ઓળંગી ગયા. અને એક ઝાંખા પ્રકાશવાળા ઓરડામાં દાખલ થયા. તેણીએ ત્રણ ચપટી વગાડી. તે સાથેજ એક કાળો મનુષ્ય દેખાણો સતીનની આંખપર એક જાડા કપડાનો પાટો બાધ્યો અને તેનો હાથ પકડી કામલત્તાની આજ્ઞા પ્રમાણે સતીનને લઇ ચાલતો થયો.

પ્રીય વાચક! જણાવવાની જરૂર નથી કે સતીન તેજ સુરેન્દ્ર હતો અને કામલત્તા પાસે તેનો ભેદ જાણવા માટેજ મહારાણી પાસેથી

પત્ર લઇ આવ્યો હતો. અને જાણી કરીને પોતાને કાળના. મુખમાં ધકેલ્યો હતો. હાલ તો જ્યાંસુધી તે કામલત્તાની સેવ.મા છે ત્યાંસુધી તેને સતીનસેનના નામથીજ સંબોધી શું.

સતીને પોતાની આંખો ઉઘાડી બાંધેલા કપડાથી નીરખવા ઘણા પ્રયત્ન કર્યાં કિંતુ સર્વ વ્યર્થ ગયું ! એટલે પ્રયત્ન છોડી તેણે પગથીજ ઉપરથી નીચેના માર્ગનું અવલોકન શરૂ કર્યું થોડીવાર સીધી જમીન પર ચાલ્યા બાદ તેઓ કેટલાક પગથીઆં ઉતર્યા. અને ફરી આડાઅવળાં સીધી સપાટ જમીન પર ચાલવા લાગ્યો. થોડીવાર પછી સતીનને સાથેના માણુસે એક દોરડાપરથી નીચે ઉતરવાનું જણાવ્યું બન્ને જણા દોરડાથી નીચે ઉતર્યા. ત્યાર બાદ બરાબર સાત ડગલા ભરી સતીનનો પાટો છોડી લેવામાં આવ્યો અને તેજ ક્ષણે પેલો માણુસ ત્યાંથી ગૂમ બની ગયો.

અવનવા ભેદ ભરેલાં માર્ગે ગમેલો સતીન ત્યાંજ સ્થંભી ચોપ.સ નીરખવા લાગ્યો તેની વિચાર શક્તિ પણ કામ પર ચડી ગઈ. કામલત્તા પરના ત્હેની શંકા વધુ મજબુત બની. કામલત્તાએ બિહારી માટે પ્રશ્ન કર્યો ત્હેની નિંદા કરવાની મના કરી હતી. કામલત્તાએ કોને પત્ર લખ્યો. હશે ? શા માટે લખ્યો હશે ? પ્રધાનથી આ કાવત્રાં છાનાં ન હોવા જોઈ [illegible] હશે ? આ માર્ગ કયાં નીકળતો હશે ? કામલત્તાએ ત્હેને ઓળ[illegible] મ્હોતની ખીણુમાં તો નથી મોકલ્યોને ? ઇત્યાદિ પ્રશ્નો તેને ઉદ્ભવવા લાગ્યા. તેણે નિશ્ચય કર્યો કે આ પાપી રમાનો સર્વ ભેદ તો જાણુવોજ થોડે દુર ગયા બાદ પત્ર વાંચવાનો પણ તેણે નિશ્ચય કર્યો, અને એ અંધકારમય ભયંકર ગર્તામાં એકજ બત્તી સાથે તે આગળ વધ્યો.

---

# પ્રકરણ ૧૧ મું.



## લાખોની લુટ.

સેનગુપ્તા એટલે સુવર્ણનગરનું સુવર્ણ. એક બાજુ સમસ્ત સુવર્ણનગર નિવાસીઓનું ધન મુકો અને બીજી બાજુ સેનગુપ્તાનું ધન રાખો તો પણ કદાચ ગુપ્તા વધી જાય. સેનગુપ્તા એટલે કુબેર પોતેજ. દ્રવ્યની તો તેની પાસે મણા નહતી. પ્રસંગ પડતાં તો રાજ્યખર્ચ માટે પણ નાણાં તેની પાસેથી સમય માટે ધીરવામાં આવતા હતા. ખુદ રાજા પાસે પણ સેનગુપ્તાના નામને માન મળતું હતું.

ધનવાનને ખાનાર ના ખાનારને ના ધન મળે;
એ ઉભયના પ્રતિ યુદ્ધમાં, સંસાર આ દુઃખમય બને.

સેનગુપ્તાને વાડી, બગીચા અને અનેક સુંદર વસ્તુઓની સિમાન હતી. મનમાનતી વસ્તુ તે મેળવી શકતો હતો; જે સાહેબી નગરપતિ પણ ભોગવવા અશક્ત હતો તે સેનગુપ્તા અનુભવતો હતો, સંખ્યાબંધ દાસ દાસીઓ તેના હાથ નીચે પોષાતા હતા. સ્ત્રી તરફથી પણ તે સુખી હતો. યુવાન તથા રૂપવતી યોગ્ય ભાર્યા મેળવી, તે ભાગ્યશાળી બન્યો હતો. કિંતુ ખામી એકજ વારસદારની હતી. તેના અઢળક દ્રવ્યનો પાછળ કોઇપણ ભોકતા ન હતો.

એ તો કુદરતની કરામત છે કે આ વિશ્વમાં કોઇપણ સંપુર્ણ સુખી હોતું નથી. ધન હોય છે તો સગાસંબંધી યા પુત્ર પુત્રાદિકનું દુઃખ છે અને તે હોય છે તો ખાવાના સાંસા પડે છે. આ બે માયા

એવી રીતે ગુંથવામાં આવી છે કે તે જાળમાંથી કોઈપણ મુકત રહેવા પામતું નથી. અને તેથી કરીને દરેક પ્રાણી સુખ અને દુઃખના સાગરની મધ્યમાં ઝોલા ખાય છે.

સેનગુપ્તાનો ભવ્ય પ્રાસાદ સાગરના તીરથી થોડે દુર આવેલો હતો. પ્રાસાદની આસપાસ સુંદર વિવિધ ઝાડોથી શોભતો એક બાગ રચવામાં આવ્યો હતો. બાગની ચોપ્રતિ ઝાડી કરી બાગનું રક્ષણ કરવામાં આવ્યું હતું. પ્રાસાદ ફક્ત આરસ પહાણનોજ બનાવવામાં આવ્યો હતો, અને સરસ કોતરકામથી તેને શણગારવામાં આવ્યો હતો.

ધીરે ધીરે સંધ્યાનું જોર જામવા લાગ્યું. રાત્રિ દેવીએ પોતાની કાળી ચોળી પ્હેરી લીધી. કિંતુ તેમાં રહેલા ચળકતાં આભલા સરખા તારલાઓનો ઝાંખો પ્રકાશ સર્વ પ્રકાશીત બનાવી રહ્યો હતો. સેનગુપ્તા તેની વ્હાલી પ્રિયાની ગોદમાં સુતો સુતો સ્નેહભર્યાં સુખો મેળવી રહ્યો હતો.

'પ્રિયે ! પરણ્યાને આજે વર્ષો વિત્યા છતાંયે જ્યારે જ્યારે હું ત્હારા મુખપ્રતિ દ્રષ્ટિ કરૂં છું ત્યારે મને તો એમજ ભાસે છે કે તું મ્હારી નવપરણિત છો અને આજે આપણી પ્રથમ સ્નેહગ્રંથી ગુંથાય છે. પોતાની સ્રીના ગુલાબી અધરોનું પાન કરતા તે બોલ્યા.

'નાથ ! પ્રેમીના દિલ સદાયે તાજાં હોય છે. વિયોગ પછી જ્યારે તેઓ મળે છે ત્યારે સર્વ નવીનતાજ ભાસે છે. વ્હાલા ! આજની રાત્રિ કેટલી મીઠી જણાય છે ?' પોતાના અંગને સ્વામીના અંગપર ટેકવતા તે બોલી.

'સુભ્રે ! સ્નેહ તૃષીત નાથ ગૃહે આવે ત્યારે રમાનું કર્તવ્ય શું છે ?' આંખમાંથી અમી વર્ષાવતો ગુપ્તા બોલ્યો.

'પતિને આનંદ પમાડવો. તેમને રીઝવવા.' હસતી હસતી તે બોલી.

'તો પછી આમ શાંત બેસી રહેવાનું કારણ?' ગુમાએ પ્રશ્ન કર્યો.

'શાંત તો પતિ દેવ આપજ છો હું તો ક્યારનીયે મ્હારા મન ગમતા મ્હેમાનનાં મનને મનાવી રહી છું.' ધીરેથી ગુમાના ગાલપર આંગળી અડાડતાં તેણે કહ્યું.

'એમ કે! મીઠી મેના! આજે ત્હારા અંગે અંગે ઓર તેજ પ્રગટી નીકળ્યું છે. ત્હારા અણુએ અણુએ સ્વરૂપની જ્વાળા સળગી ઉઠી છે. ત્હારે શબ્દે શબ્દે માધુર્યની વર્ષા વર્ષી રહી છે. આજે ત્હારામાં કોઇ અજબ જાદુનો અનુભવ મને મળે છે.' હૃદયસરસી પ્રિયાને ચાંપતો ગુમા બોલી ઉઠયો.

જ્યારે ફુટે છે સ્નેહની, ફોરમ, વિષય સમ થાય છે.
અંગ અંગ અગ્નિ અનંગની તે સમે દેખાય છે,
જાદુમયી એ ચક્ષુઓ, અમી આંખથી વર્ષાવતી,
ન્હાતાં, રેળાતાં રંગમાં, પ્રેમી ઉભયના સ્નેહથી.

ત્યારબાદ સ્નેહની વાતો કરતાં સ્નેહીઓ સ્નેહસાગરમાં સ્નાન કરવામાં લીન બની ગયાં. સમસ્ત વિશ્વનું ભાન તેઓ ભુલી ગયાં હતાં.

તેજ સમયે મહાલયના બાગમાં બે ચાર ભેદી આકૃતિઓનાં ઓળા દ્રષ્ટિગોચર થતાં હતાં તેઓ આમથી તેમ છુપી રીતે જરાપણ અવાજ કર્યા સિવાય ફરતાં હતાં. એટલામાં એક ઝીણો અવાજ આવ્યો અવાજ આવતાંજ તેઓ સર્વ મકાનની દિવાલ નજીક જઇ પહોંચ્યાં.

'પ્રતાપ ! બે જણાં મ્હારી સાથે ઉપર આવજો અને બે જણાં અહીં સંભાળ પૂર્વક ધ્યાન રાખજો લગભગ ચારેક કલાકમાં કામ પતાવી આવીશું' તેમાંના એકે બીજાને ઉદ્દેશીને કહ્યું.

'જેવી આજ્ઞા.' બીજાએ ટુંકમાંજ શમજાવ્યું.

તરતજ ત્રણ ભેદી આકૃતિઓ ત્યાંથી ધીરે ધીરે એ ભવ્ય પ્રાસાદ ઉપર ચડવા લાગી અંધકાર પણ જામતો જતો હતો વળી તેઓએ કાળાં વસ્ત્રો પરીધાન કર્યાં હતા એટલે પકડાઇ જવાનો ભય હતોજ નહિ તેઓ પ્રથમતો પહેલે મજલે ગયાં અને બારીવાટે અંદર કુદી પડયાં. આગળ ચાલતી આકૃતિએ પાછળના બે જણને ત્યાંજ થોભી જવાનું જણાવ્યું અને તે ત્યાંથી અદ્રસ્ય થઈ ગયો. જે સ્થળે સેનગુપ્ત તથા તેની પત્ની સુતાં હતાં તે સ્થળે તે જઇ પહોંચી પ્રથમ તો બહારથી અંદર નીરખ્યું. તેઓને સુતેલા નીરખી તેણે અંદર જવાની ઇચ્છા કરી કિંતુ અંદર જવાને માર્ગ બંધ હતો. ફક્ત રસ્તાપરની એક બારી ખુલ્લી હતી. અને ત્યાંની થોડે દુર આમ્રવૃક્ષ હતું એ વૃક્ષની ડાળને પકડી જો' છલંગ મારે તો જઇ શકાય તેમ હતું કિંતું તેમ કરવામાં જાનનું સંપુર્ણ જોખમ હતું જો ભુલે તો નીચે પડે અને પડવાનો અવાજ થતા ચોકદારો જાગી જવાનો સંભવ હતો.

કિંતુ ભેદી માણુસ તો કંઇ પણ ભયનો વિચાર કર્યા સિવાય અગાશી પર ચડી અગાશી પરથી આંબાના ઝાડપર કુદી પડયો. એક ક્ષણ પણ વ્યર્થ ન ગુમાવતાં તે સાથી ઉપરની ડાળી પર પહોંચ્યો અને ત્યાંથી પોતાના આખા શરીરને ઝુલતું મુકી બારીપર જવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. પણ પકડેલી ડાળ મજબુત ન

હોવાથી તરતજ તુટી ચાલાક ચોરે તરતજ બીજી ડાળ પકડી પોતાનો બચાવ કરી લીધો અને તેની મદદથી છલંગ મારી બારી પરનું લાકડું પકડી લીધું. બારી ખૂલ્લીજ હોવાથી અંદર જવાને માટે જરાપણ હરકત નડી નહિ રૂમમાં દાખલ થતાંજ તેણે પતી પત્નીને એકબીજાની સોડમાં નિર્ભર ઉંઘ લેતા જોયા.

પોતાના ગજવામાંથી એક રૂમાલ કાઢ્યો ધીરે પગલે તે શુપ્પાની નજીક ગયો અને ગુપ્તાની પત્નીના મુખ આગળ એક ક્ષણ રૂમાલ રાખ્યો પછી રૂમાલ કેડ પરનાં પટ્ટામાં મુકી મ્યાનમાંથી કટારી ખુલ્લી કરી સેનગુપ્તાની છાતીપર તે ચડી ગયો. અચાનક થએલાં હુમલાથી ગુપ્તા જાગ્રત બની ગયો.

'સેનગુપ્તા! એક શબ્દ પણ બોલવાનો પ્રયત્ન કરીશ તો જાનથી જઇશ! ત્હારા સર્વ પ્રયત્નો વ્યર્થ છે. ત્હારો સમસ્ત મહાલય મારા માણસોએ ઘેરી લીધો છે ત્હારા રક્ષકો નાશ પામ્યા છે. ત્હારી ભાર્યા પણ બે ભાન બની છે. જલદી ત્હારી ધનભંડારની ચાવીઓ આપ' છાતી ઉપર ચડી ખુલ્લી કટારી તેના હૃદયપર રાખી ભેદી આકૃતિએ ચાવી માગતાં જણાવ્યું.

'પણ...પણ...તું...કો...ણ...છે?' ભયથી ધ્રુજતો ગુપ્તા ગભરાતો ગભરાતો બોલ્યો.

'બિહારી' પેલી આકૃતિએ પ્રત્યુત્તર આપ્યો.

'કોણ બિહારી?' ભયથી ગુપ્તાથી બોલાઇ જવાયું.

'હા હું બિહારી જલ્દી ચાવી આપ, નહિતર ત્હારી મીલ્કત ભોગવવા તથા ત્હારી રામાનું મુખ જોવા એક ક્ષણ પણ આ અવનીના પડપર પર રહીશ નહિ' દાંત કચકચાવતો કટારી ધ્રુજાવતો બિહારી બોલ્યો.

ગુપ્તાએ પોતાની સ્ત્રી તરફ આંખો ફેરવી તે જોતાંજ બિહારી ત્રાડી ઉઠયોઃ , શયતાન ! ત્હારી સ્ત્રી તને મદદ આપી શકે તેમ નથી તે તો અત્યારે મ્હારા પંજામાં છે. જલ્દી આપે છે કે નહી.'

ધ્રુજતા ધ્રુજતા સેન ગુપ્તાએ પોતાની શય્યા નીચેથી ચાવીનો ઝુડો કાઢી બિહારીના હાથમાં સોંપ્યો ચાવી મળતાંજ બિહારીએ કમરપટ્ટામાંથી રૂમાલ કાઢી ગુપ્તાના મુખ નજીક ધર્યો તેજ ક્ષણે સેનગુપ્તા બેહોશ બની ગયો. ભયંકર ચોર તરતજ ત્યાંથી બહાર નીકળી ગુપ્તાના ખજાના માટે આગળ વધ્યો પહેલે મજલે આવી પોતાના બે સાથીદારોને સાથે લઈ તે ભોંયતળીએ ગયો.

ખજાનાનું રક્ષણ કરવા ચાર સિપાઇઓ ભરી બંધુકે આમથી તેમ આંટા મારતા હતા બદમાશ બિહારીએ પોતાના બે સાથીદારોને પોતાની પીસ્તોલો દૂરથી પેલા તરફ રાખવાનું કહ્યું અચાનક પેલા સિપાઇઓની વચ્ચે તેણે કુદકો માર્યો અને જોરથી પોકારી ઉઠયો. 'બિહારી !' બિહારીનું નામ સાંભળતાંજ ચોકીદારો ધ્રુજી ઉઠયા. તેજ ક્ષણે પોતાની કમરપરનો રૂમાલ તેણે તેઓને સુંઘાડી દીધો, માર્ગમાં રહેલા કંટકો સહેલાઇથી દુર કરી તે આગળ વધ્યો. કિંતુ એક સબળ માણસની તીજોરી લુટવી એ બોલવા જેટલું સહેલું કાર્ય નથી.

લોખંડની જાડી પટીઓથી ચોતરફ મજબુત તીજોરીઓનું રક્ષણ થએલું હતું એક ક્ષણભર બિહારી સ્થંભી ગયો કિંતુ બીજીજ ક્ષણે તેનો રાક્ષસી હાથ સળીઆપર પડયો પોતાનાં બધા જોરથી તેણે તે દબાવ્યો. પણ વ્યર્થ તરતજ તેના મગજમાં એક યુક્તિએ પ્રવેશ કર્યો. તેણે પોતાના સાથી દારોને તેઓનુ સર્વ બળ તેના

હાથપર વાપરવા જણાવ્યું. થોડીજ મિનિટોમાં એક સળીયો વળી ગયો. બેચાર સળીયા વાળી તે અંદર દાખલ થયો અને પોતાના સાથીદારોને પણ અંદર આવવાને જણાવ્યું.

ચાવીનો ઝુડો તૈયારજ હોવાથી તેને વધૂ મહેનત ન પડી ચાવીથી એક તીજોરી ઉઘાડી. અમૂલ્ય હીરામોતીથી તે ચમકી રહી હતી. બીજી ત્રીજોરી સોનાના સીક્કાઓથી ખમખમતી હતી. ત્રીજી ઉઘાડી તો નીલમ તથા માણેક ઇત્યાદિના સંખ્યાબંધ દાગીનાઓ જોયા, બિહારીને વધુ ત્રીજોરી ઉઘાડવાની જરૂર ન જણાઇ પોતાના સાથીદારોને ઉપાડાય તેટલાં હીરા, મોતી, માણેક નીલમ તથા સોનાં નાણું ઉપાડવાની આજ્ઞા કરી તેણે પણ પોતાનાથી બની શકે તેટલો કિંમતી માલ ઉઠાવ્યો. જેવી રીતે આવ્યા હતા તેવીજ રીતે તેઓ સર્વેએ પોતાનો માર્ગ લીધો લુટ દરમ્યાન સમય ઘણોજ થયો હતો. એટલે હવે ત્યાં રોકાવું એ જોખમ ભરેલું હતું. બાકીના સાથીદારો સાથે બિહારી કરોડો પતિના સુરક્ષિત મહાલયમાં લુટ કરી ચાલતો થયો. ચોર કોઇ દિવસ આગલે દ્વારથી તો આવતાજ નથી. જે દ્વાર ઓળંગી તેઓ આવ્યા હતા તે સ્થળે બે પોલીસો હજુ બેભાન દશામાં પડયા હતાં.



## પ્રકરણ ૧૨ મું.

### સોતમગર શયતાન!

છે જીવનનાં ખેલ, માન શાં અરિદળ તણાં!
છે શીયળ સંગ્રામ, ભામટાના ભાર શા?
છે મર્દના રંગ, બદમાશની બંધુક શું?
છે મરણુની સ્હેલ્ય કાયરનું કાર્ય શું?'

અરિદળને આવતું નીરખી દીલેર દિલાવર ઉપરની કડીઓ બોલી ઉઠયો.

'મરણુના મ્હોમાં સઇચ્છાથી જવા ઇચ્છનાર યુવાન! કહે તું કોણુ છે?' બિહારીનો સરદાર આવતાની સાથેજ પોકારી ઉઠયો.

તેના હાથમા ખુલ્લી તલવાર હતી. તેની ચોતરફ તેના વફાદાર માણુસો ખુલ્લી તરવાર સાથે આજ્ઞાની રાહ જોતા ઉભા હતા. આવનાર સરદારનું શરીર ઘણુંજ મજબુત જણાતું હતું. તેની પહોળી છાતી મોટી દાઢી અને ભિષણુ દેખાવ જોનારને ભયજનક ભાસતો હતો તેની મોટી કાળી આંખો જેવા તેવાને ડરાવવાને પુરતી હતી. તેણે રજપુતશાહી પહોળી સુરવાલ પહેરી હતી. ઉપર એક છુટો અંગાળી ઝબ્બો હતો. અને કાંડા ઉપર ચામડાનો મજબુત પટો હતો.

'સદાયે મ્હોતથી નીડર અને પાપીનો નાશ કરવા ઇચ્છનાર આ ત્હારો કાળ ત્હારી સામે આવી ઉભો છે.' દિલાવરે પ્રત્યુત્તર આપ્યો.

'યુવાન ! સીધા જવાબ આપ નહિતર ગૃહે ગૃહીણી રાહ જોઇ રહેશે.' સરદારે કડકાઇથી જવાબ માગ્યો.

'મ્હારી ગૃહીણીની ત્હારે શી પંચાત ? ગૃહીણી હોય તો મોતને માગતો ફરતો હશે ?' દિલાવરે પણ યોગ્ય જવાબ આપ્યો.

'ઓ અક્કલહીન મુર્ખા ! ત્હારી જનેતા ત્હારૂં મુખ જોવા પણ નહિ પામે, માટે સીધા જવાબ આપ.'

'તું પણ અક્કલનો કમનસીબ જણાય છે મ્હારા જેવાને જન્મ આપનાર માતા પણ વીર હોય છે. તેને મરણનો ડર હોતો નથી. વીર માતા પોતાના પુત્રને વીર જોવા ઇચ્છે છે નહિ કે જીવંત.' દિલાવર બોલી ઉઠ્યો.

'પ્રત્યુત્તર ન આપવો હોય તો સીધા રીતે તાબે થા.' પેલો સરદાર ગર્જી ઉઠ્યો.

'તાબે ! તાબે થતાં મ્હારી જનેતાએ મને શીખવાડયુંજ નથી, તાકાત હોય તો ચાલ્યો આવ મેદાને જંગમાં. સરદાર ! જો ત્હારી જનેતાનું ધાવણ ધાવી મોટો બન્યો હો, જો ત્હારે એકજ પિતા હોય તો નાંમર્દની માફક મ્હારી પર હીચકારો હુમલો ન કરતાં ત્હારા માણસોને અકેકો જંગમાં આવવા દે.' ધર્મ યુદ્ધની રીત જણાવતાં દિલાવરે કહ્યું.

'જો કે અમારી ટોળીના નિયમ વિરૂદ્ધ તે કાર્ય છે, છતાં પણ ત્હારો મદ ઉતારવા માટે હું પોતેજ ત્હારી સાથે દ્વંદ યુદ્ધમાં આવું છું, પણ યાદ રાખજે કોઇપણ ભોગે તું અમારા હાથમાંથી છુટી જનાર નથી. હાથમાં આવેલ શીકારને બચાવવામાં તું કદી પણ ફાવવાનો નથી' ભાવિ ચેતવણી આપતાં સરદાર આગળ વધતાં બોલ્યો.

'શાબાશ સરદાર તમારી હિંમતને,' ચાલ્યા આવો કહી દિલાવર કુદી પડયો.

બન્ને વીરોની તરવારો હવામાં અદ્ધર ઉછળી, અને તેઓ સામસામાં ગોઠવાઈ ગયા. ચળકતી તરવારોના ખખડાટથી સમસ્ત ઓરડો ધ્રુજી રહ્યો હતો. તેઓ ઘણીજ ચાલાકીથી એક બીજાની તરવારોના વાર અટકાવતા હતા. આમ લગભગ દશેક મિનિટ ચાલ્યું હશે તેટલામાં તો દિલાવરની તરવાર સરદારના મસ્તક પડી મસ્તકના ચુરેચુરા કરી નાખ્યા. અને કમળા દેવીના હર્ષ વચ્ચે દિલાવર વિજયી બન્યો.

પણ દિલાવરનો વિજય નકામો ગયો તેજ ક્ષણે બિહારી ત્યાં આવી પહોંચ્યો. પોતાના પાંચ પાંચ માણસના મુડદા દેખી બિહારીના હૃદયમાં આગ ઉઠી સામે ઉભેલા નામર્દ સૈનિકો પ્રતિ તેની ક્રોધથી રકત બનેલી આંખો ફરી બિચારા સૈનિકો પણ ત્યાંજ સ્થંભી ગયા 'નામર્દ કુત્તાઓ ! પાંચ પાંચ સાથીદારોના લોહીની નીકો વહેછે, છતાં હજુ તમે હીઝડાઓની માફક ઉભા છો ? પકડો એ શયતાનને પકડો પેલી યુવતીને અને એ નામર્દના દેખતાંજ તેના પર બળાત્કાર કરૂં '

બિહારીની આજ્ઞા મળતાંજ સઇનિકો એકલા દિલાવરપર તુટી પડયા. કિંતુ બહાદુર દિલાવર ગાંજયો જાય તેમ નહતો તે તો વધુ ઉત્સાહ થતા સૌર્યથી જંગમાં પડકાર કરી કુદી પડયો ધડોધડ ધડ પરથી મસ્તકો પડવા લાગ્યા કોઇનો હાથ, તો કોઇને પગ ગાંડા હાથીની માફક દિલાવર ઘુમવા લાગ્યો ને જોત જોતામાં પાંચ પાપીઓને સ્વધામ પહોંચાડી દીધા પોતાના સાથીઓનો વિનાશ

થતો નીરખી બિહારી ત્રાડો પાડતો હતો બિહારી પણ હાથમાં તરવાર લઇ ઘુમતો હતો થોડીવારમાં તો એક વધુનો નાશ થયો પણ એકલો માણસ ઘણાની પાસે કેટલો વખત ટકાવ કરી શકે ? બહાદુર દિલાવરને ચાર સખ્ત જખ્મ થયા હતા તેમાંથી ઘણુંજ લોહી વહી જવાથી તે હવે અશકત બન્યો હતો. તેટલામાં તો પાછળથી એક સખ્તવાર આવ્યો ને તે સાથેજ દિલાવર જમીન પર પડી ગયો પડતાંની સાથેજ તેના પર સર્વ સૈનિકો ભુખ્યા વરૂની માફક તુટી પડયાં તરતજ બિહારીની આજ્ઞાથી તેને કેદ કરવામાં આવ્યો પોતાના પ્રાણપ્યારા રક્ષકને મરણશય્યા પર નીરખી કમળાદેવી હાથમાં ખુલ્લી કટારી લઇ તે તરફ દોડી. કિંતુ પાછળથી બિહારીના લોખંડી પંજાએ તેને અટકાવી.

એકજ આંચકા સાથે બિહારીના હાથમાંથી તે છુટી થઇ પણ તેજ વખતે બિહારીએ પોતાના માણસોને તેનું હથીયાર ઝુટાવી લેવાની આજ્ઞા કરી આજ્ઞા મળતાંજ બળવાન કસાયેલા સિપાઇઓ એક કોમળ અબળા પર તુટી પડયા તેના હાથમાંથી કટારી ઝુંટવી લેવામાં આવી અને તેના બેઉ હસ્તો દોરડાથી મજબુત બાંધી લીધા.

'બહાદુરીના બણગાં ફુકનાર યુવાન! જો ત્હારાં દેખતાંજ આ અબળાની લાજ લુટું છું. તાકાત હોય તો અટકાવજે.' બિહારીએ દિલાવરના શરીરને ઢંઢોળતા કહ્યું.

દિલાવરમાં હવે વધુ શકિત રહી ન હ તી. હજુ લોહી તો વહ્યું જતું હતું. તેમાંયે છેલ્લા બે દિવસથી તેણે અન્નનો દાણો પણ લીધો ન હતો. પાપીના બીભત્સ વચનો સાંભળી તેણે પોતાની આંખો

ઉપાડી અને કમળાદેવી પ્રતિ ફેરવી દિલાવરની આંખમાંથી બે ચાર અશ્રુઓ સરી પડયાં ગ્હોતના ડરના એ અશ્રુ ન હતા એ તો લુંટાતાં શીયળના રૂદન હતાં તેણે પડખું ફેરવ્યું. બોલવા જેટલી પણ તેનામાં તાકાત ન હતી.

'સ્વર્ગની અપ્સરા ! બિહારીને તું ચાહે છે. ?' બિહારીએ કમળાને પ્રશ્ન કર્યો.

'બદમાશ બિહારીને હું હ્રદયથી ધિક્કારૂં છું' બહાદુરીથી તેણે જવાબ આપ્યો.

'બોલતા વિચાર કર! અહીં બિહારી સિવાય સાક્ષાત પરમેશ્વર પણ ત્હારો રક્ષક નથી મ્હારી ઇચ્છાને આધીન થવામાં સાર છે, માનીજા, નહિતર બળાત્કાર કરવાની મને ફરજ પડશે.' બિહારીએ ભય આપતા કહ્યું.

'બદમાશ! અટુલી અબળાપર બળાત્કાર કરવામાંજ ત્હારી બહાદુરી છે?' ગળગળા અવાજે તે રમણીબોલી. રમણીના પ્રત્યુત્તરમાં ધીરતા હતી. તેમાં જરાપણ નમનતા હતી નહિ કિંતુ બળાત્કાર શબ્દથી તે કંપી ઉઠી હતી.

'બિહારીની ક્રુરતા તેં હજુ નીરખી નથી. લે નીરખ., કહેતાજ બિહારીની ચળકતી કટાર દિલાવરના હ્રદયમાં પેસી ગઇ. એક કારમી ચીસ સાથે દિલાવરનો વીર આત્મા સદાને માટે શિયળનો સંગ્રામ ખેલતો પરલોકમાં ચાલ્યો ગયો પાપીના આ પાપકાર્યથી તે અબળા ધ્રુજી ઉઠી આત્મહત્યા કરવા તે અશક્ત હતી અને મોંઘેરા શિયળની ધુળધાણી થવાને પણ હવે થોડીજ વાર હતી. તે રડી પડી. પોતાની

કુરતા તજી સ્ત્રી સ્વભાવીનુસાર બિહારીના પગમાં પડી ને કરગરવા લાગી; ' ઓ બિહારી ! તું બહાદુર છે. શુરવીર છે, ઉદાર લુટારો છે, પ્રભુને ખાતર મને બચાવ. મારી લાજનું રક્ષણ કર. તું માગે તેટલું ધન આપીશ. '

' બિહારી સ્ત્રીઓની ભાષાથી કદી પીગળ્યો નથી અને પીગળશે નહિ. તે તો પથ્થર સમો મજબુત છે. તેને ધનનો લોભ નથી. તારા જેવા નવાં નવાં કુસુમો સાથે લહેજત ઉડાવવાની તેની ફરજ છે. માનીજા નહીતર તારી દશા પણ દિલાવર જેવી થશે. બિહારીએ ક્રુર શબ્દોમાં જણાવ્યું.

' બિહારી તું નહીજ માને. ' દયા ભર્યાં અવાજે સઅશ્રુ કમળા બોલી,

' નહિજ. ' મક્કમતાથી બિહારીએ જવાબ આપ્યો.'

' ઓ સીતમગર શયતાન !'

ચલાવી પાપના ખંજર શીયળ છો લુટતો સહુના
બતાવી મોતના મંતર ગરીબપર ત્રાસ વર્તાવ્યા.
ખડ્ગ તારી ઉતારીને સીતમગર સીતમ ગુજારી લે,
પ્રભુ દરબારમાં અંતે, સીતમના દુઃખ મેળવજે,
મળે જે શ્રાપ ગરીબોના, જીવન જહેમત બનાવે છે,
ગુજારી જુલ્મ નિર્દોષપર ખુશીથી મોજ માની લે. '

' હવે બંદ થાય છે,

પરવા નથી પ્રભુ કેરી, પ્રભુ ત્હારો કોણ છે ?
દરબારે ન કિંમત તેહની, પ્રભુ સાચો બિહારી છે.

બિહારીની બીકથી પ્રભુનો બાપ નાસે છે.
સીતમ કરતાં જરા ડરના મને એ પાપ ફેરો છે.

શબ્દોમાં વ્યર્થ શબ્દોનો વ્યય ન કરતાં માની જવામાં સાર છે,' બિહારીએ પણ તેવીજ મક્કમતાથી જવાબ આપ્યો.

કમળાદેવી શાંત ઉભી રહી તેને લાગ્યું કે હવે બચાવ કરવો એ પાપીને પાપ કરવા ઉત્તેજીત કરવા સમાન છે. બિહારી પણ હવે આગળ વધ્યો. કમળાદેવીને પોતાના મજબુત બાહુપાશમાં પકડી. કમળાએ જોરથી મદદ માટે ચીસ પાડી. ગરીબ કમળા બેભાન બની ગઈ. તારાજ થએલી અબળાના કપોલ પ્રદેશપર બિહારીએ ચુંબનોનો વરસાદ વરસાવ્યો. તેનો કુચપ્રદેશ પણ છિન્નભિન્ન કરી નાખ્યો. અને નામર્દ શયતાન તેના સૈનકોની હાજરીમાંજ કમળાની લાજલેવા અને પોતાની વિકારી ઇચ્છાની તૃપ્તિ માટે કટીબંદ્ધ બન્યો. પણ તેજ ક્ષણે પાછળથી એક સનસનાટી કરતી ગોળીએ બિહારીનો હાથ વીંધી નાખ્યો. બિહારી ત્યાંજ સ્થંભી ગયો.



# પ્રકરણ ૧૩ મું.

## સુરેન્દ્ર સિંહના પંજામાં.

ડીટેક્ટીવ સુરેન્દ્ર પ્રધાન-પત્નીની ચીઠીલઇ ગુપ્ત માર્ગે આગળ જવા લાગ્યો ગુફામાં લગભગ. અડધોએક માઇલ જઇ તે થોભ્યો. આજુબાજુ દ્રષ્ટિપાત કરી કોઇને ન નીરખવાથી તેણે કામલત્તાએ આપેલ ભેદી પત્રફોડયો અને વાંચવો શરૂ કર્યો;

"મ્હારા પ્રાણપ્યારા બિહારી."

ત્હારા હુમલાંના વીરત્વથી સમસ્ત નગર ધ્રુજી રહ્યું છે. જીવનભર આપણે અન્યના ધનમાંથી આનંદ કરવા તો સરજાયા છીએ. કિંતુ હવે ગુપ્ત ગુફાઓમાં સંતાવાની મને જરૂર નથી જણાતી. અઢળક ધનના ઢગ આપણી પાસે છે, તો મ્હારો વિચાર છે કે ચંદ્રગુપ્તને ઉથલાવી પ્રધાનને હાથમાં લઇ ઠાર કરી અને બીજા આપણા દુશ્મનોને જહન્નમમાં રવાના કરી આપણે રાજારાણી બનવું. આ બાબતની ઘણી વાતો કરવાની છે. પત્રમાં લખવું તે જોખમ ભરેલું હોવાથી રૂબરૂમાં વાત. બે દિવસ પછી સાંજના 'સ્ફાટીક ઘાટે' તને મળીશ. ડીટેક્ટીવ સુરેન્દ્રથી સંભાળજે તે પણ ભયંકર માણસ છે.

લી. ત્હારી સ્નેહાંગી કામલત્તા.

પત્ર વાંચી તેમાં દર્શાવેલ રાજ્યને ઉથલાવી નાખવાનું કાવત્રુ નીરખી સુરેન્દ્રના શરીરમાં ચેતના શક્તિની ઝણ ઝણાટી શરૂ થઈ. સાથે લાવેલ સાધનોની મદદથી તેણે તે પત્રની નકલ કરી લીધી.

ખરો પત્ર પોતાની પાસે રાખ્યો અને નકલ બિહારીને આપવાનું નક્કી કર્યું. સુરેન્દ્ર થોડો સમય તો ત્યાંજ સ્થંભી ગયો. જે ભયંકર માર્ગની તપાસમાં તે ફરતો હતો તેજ સ્થાનમાં હવે તે આવ્યો હતો. તેની કામલત્તાપરની શંકા પણ ખરી પડી. પણ મહાન પ્રશ્ન તો એ હતો કે બહાર કેમ નીકળવું. છેવટે તેણે પત્ર બિહારીને આપી પાછા કામલત્તા પાસે જવાનો નિશ્ચય કર્યો. અને તેમ કરવામાંજ તેની સલામતી હતી. અન્ય માર્ગ હતોજ નહિ.

છેવટે તે આગળ વધ્યો અને સતત્ ચાલ્યા બાદ પૂર્વ સૂચિત લોખંડીદ્વાર પાસે આવી અટકી ગયો. કામલત્તાના કહેવાનુસાર તે ' કાલીમાતા ' શબ્દ બોલ્યો. તેજ સમયે તે દ્વાર ઉઘડી ગયું. થોડો સમયબાદ ફરી ભાલામય દ્વાર જોયું સૂચનાનુસાર ડાબા હાથનાં છેલ્લાં ભાલાપર હાથમુકી સુરેન્દ્રે પોતાનો માર્ગ કર્યો. સુરેન્દ્ર આગળ ચાલ્યો પણ તે અટકી ગયો. તેનાથી થોડે દુર તેણે એક ભયંકર દેખાવ નીરખ્યો.

દશથી પંદર માણસો લોહીમાં તરબોળ બની જમીન પર પડયાં હતાં. થોડાક સૈનીકો તેઓની બાજુમાં ઉભા હતાં ને ત્યાંથી થોડે દૂર એક માણસ એક નિરાધાર બેશુદ્ધ બનેલી અબળા પર અત્યાચાર કરવાની તૈયારીમાં હતો. આ ભયંકર દેખાવ જોતાંજ સુરેન્દ્રનો પિત્તો ઉછળી આવ્યો. રાઈફલ કાઢી તેણે પેલા બદમાશના હાથ પર નેમ તાકી. પ્રિય વાંચક ! પાછલા પ્રકરણમાં આપણે વાંચી ગયા કે અણીને સમયે બિહારીના હાથમાં કોઇએ ગોળીબાર કર્યો, તે આપણો સુરેન્દ્રજ હતો.

સુરેન્દ્ર એક હાથમાં રાઇફલ ને એક હાથમાં બત્તી લઇ આગળ આવ્યો તેને જોતાજ બિહારી ત્રાડી ઉઠયો, 'નાપાક બદમાસ! મ્હારા ભેદી સ્થાનમાં પ્રવેશ કરનાર તું કોણ ? અને અહી શા માટે આવ્યો છે ?'

'અટુલી અબળાપર બળાત્કાર કરનાર નામર્દ પ્રથમ તુંજ કહે કે તું કોણ છે ? સામો પ્રશ્ન કરતાં સુરેન્દ્રે કહ્યું.

'હું બિહારી.' ગંભીર સ્વરે બિહારીએ પ્રત્યુત્તર આપ્યો.

'કોણ બિહારી ?' સુરેન્દ્ર એક ડગલું પાછળ હઠી બોલી ઉઠયો.

'તું કોણ છે ? ત્હારૂં મ્હોતજ તને અહીં ખેંચી લાવ્યું જણાય છે.' બિહારી ભયંકર સ્વરે બોલ્યો.

'મ્હારૂં નામ સતીન છે ને હું શ્રીમતી કામલત્તા દેવીની આજ્ઞાથી આપનીજ પાસે સંદેશો લઇ આવ્યો છું.' સુરેન્દ્રે સુળવાતથી પોતાનો બચાવ કરવાની તદબીર રચી.

'બદમાસ ! એટલી પણ ખબર ન હતી કે તું કોની પર ઘા કરે છે ? મ્હારી પાસે આવી મ્હારૂંજ નિકંદન કાઢવા ઇચ્છે છે ? લાવ પત્ર.' લાલ નેત્રે બિહારી તેની નજીક આવતાંજ બોલ્યો.

'નામદાર ! મને ખબર ન હતી કે આપ બિહારી પોતેજ છો હું તો સમજ્યો કે આપની સુરક્ષિત ગુફામાં કોઇ નામર્દ એક અબળા પર હલ્લો કરે છે. અને તેથીજ મેં આવું પગલું ભરવાની હિંમત કરી.' સુરેન્દ્રે સમય વર્તી વાત ફેરવતાં જણાવ્યું. સુરેન્દ્રે કામલત્તાનો પત્ર તેના હાથમાં આપ્યો.

બિહારીએ પત્ર વાંચ્યો પત્ર વાંચતાજ તેના મુખપર હાસ્યની ફરકતી રેખા દેખાઇ તેણે શંકાશીલ નયને સુરેન્દ્ર સામું જોયું. 'સતીન ! અહી આવ ' આજ્ઞા ભર્યાં નાદે તેણે અવાજ કર્યો

સુરેન્દ્ર તેની નજીક ગયો બિહારીએ સતીનનો સાફો ઉંચો કર્યો અને બનાવટી બાળ ખેંચ્યા. સુરેન્દ્રતો બિહારીના આ કાર્યથી આશ્ચર્ય પામી ગયો.

બિહારી હસતાં હસતાં બોલ્યો, ' સતીનના રૂપમાં અમારો ભેદ જાણવા આવનાર ચાલાક સુરેન્દ્ર ! તું પણ આજે ઠીક ફસાયો છે. શું તું બિહારીને એટલો બધો અંધ માને છે કે જેથી તે સુરેન્દ્રના અક્ષરને પણ ન ઓળખી શકે. મને આશ્ચર્ય તો એટલુંજ થાય છે કે તેં મ્હારી ભેદી ગુફામાં પ્રવેશ કેવી રીતે કર્યો. '

સુરેન્દ્ર પોતાનો ભેદ સ્ફોટ થએલો નીરખી ત્યાંથી થોડે દૂર ગયો બત્તી ફેંકી દઇ બીજા હાથમાં પણ રાઇફલ રાખી બિહારી સામે તાકી, અને બોલ્યો. ' બદમાશ બિહારી ! હું પોતેજ ડીટેકટીવ સુરેન્દ્ર છું, અને ત્હારો ભેદ જાણવા માટેજ આ જોખમ ખેડી રહ્યો છું. ચાલ ! તાબે થા નહિતર એકજ ધડાકા સાથે ત્હારો પત્તો પણ નહિ લાગે. '

' ખુશીથી, સુરેન્દ્ર, મને કેદી બનાવ. હું તો તૈયારજ છું. પણ તારી ચાલાકી માટે તો મ્હારે તને શાબાશી આપવીજ જોઇએ. ' બિહારીએ હસતાં હસતાં કહ્યું.

' બિહારી ! ત્હારે મહારાજા બનવાની ઇચ્છા છે ? હવે તો આપ જીંદગી ભર અમારા મહેલમાં મહારાજા બનશો. 'કહી સુરેન્દ્ર

આગળ વધ્યો પણ સુરેન્દ્રને ભાગ્યેજ ખબર હતી બદમાશના ગૃહમાં તેને કેદ બનાવવો એ અસંભવીતજ હતું. તેજ સમયે પાછળથી સુરેન્દ્રના બંને હાથ પકડી લેવામાં આવ્યા. અને તરતજ સુરેન્દ્રને કેદ બનાવવામાં આવ્યો. સુરેન્દ્રની મસ્કરી કરવાનો લાગ મળ્યો માની બિહારી બોલી ઉઠ્યો, ' કેમ ચાલાક ડીટેકટીવ સાહેબ ! મજા છે ને ? હવે તો આપ જીંદગીભર અમારા જેલખાનાની ચોકી કર્યાજ કરશો. બિહારીને ડરાવવામાં આપે બાકી રાખ્યું નથી કિંતુ હવે બરાબર સપડાઈ ગયા છો. '

સુરેન્દ્ર પણ પોતાની ભુલ સમજી ગયો એક અબળાને ખાતર તેની સર્વ ચાલાકી ધુળમાં મળી પોતે પણ પકડાયો અને અબળાને છોડાવામાં પણ અશકત નીવડયો. તેથી તે બોલ્યો બિહારી આપણે એક બીજાના બહાદુર પ્રતિસ્પર્ધી હતા. જો તું મ્હારી એક ઇચ્છા માને તો જીંદગીભર હું ત્હારો ઉપકાર નહિ ભુલું.

' બિહારી ઉપકાર કરતાં કદી શીખ્યો નથી. શત્રુ સાથે મિત્રતા કરતાં તો તેને આવડતીજ નથી. છતાં પણ સુરેન્દ્રને ખાતર યોગ્ય હશે તો કાર્ય કરીશ ' બિહારીએ જવાબ આપ્યો.

' તો આ રમણીને સહીસલામત ગૃહે પહોંચાડ ' સુરેન્દ્રે માગણી કરી અત્યાર અગાઉ તો કમળાદેવી પણ શુદ્ધિમાં આવી હતી અને હજુ પોતાનું સતીત્વ સહી સલામત નીરખી હર્ષ પામી હતી. સુરેન્દ્ર અને બિહારીની વાતચીત તે ધ્યાનપુર્વક સાંભળતી હતી.

' ભલે સુરેન્દ્ર! ત્હારે ખાતર આ ખીલતા પુષ્પને જતું કરૂં છું. બાકી મ્હારે માટે તો આવા અનેક ગુલાબી ગુલો તૈયારજ હોય છે.

એ નહિ તો એની બેન! તેના બદલામાં કોઇ બીજું પુષ્પ ઉપાડી લાવીશ." બિહારીએ તેની માગણી કબુલ કરતાં જણાવ્યું.

બિહારીએ પોતાના બે સાથીદારોને કમળાને નગરની બહાર મુકી આવવાની આજ્ઞા કરી જતાં જતાં કમળાદેવી ઉપકારની લાગણી દર્શાવતી બોલી ઉઠી, 'વીર યુવાન ! એક અબળાનુ શીયળ રક્ષવા માટે તને અભિનંદન છે. શીયળની ઉકળતી ભઠ્ઠીમાં એક યુવાન રત્ન દિલાવર નામે તો હોમાઇ ગયું છે ને તમે બીજા છો પ્રભો ! આપનું કલ્યાણ કરો અબળાના અંતરના આશીર્વાદ ફળજો.'

તરતજ કમળાદેવીને ત્યાંથી બે સૈનિકો ઉઠાવી ચાલતા થયા અને બિહારીનો આજ્ઞા મુજબ નગરના દ્વાર સુધી મુકી આવ્યા અને તે વાત બીહારીને જણાવી.

'સુરેન્દ્ર ! ત્હારી વાત મ્હેં માન્ય રાખી છે ને તે અબળાનો બચાવ કર્યો છે. જો હું ધારૂં તો અત્યારેજ ત્હારાં જીવનનાં કુરચે કુરચા ઉડાડી શકું છું કિંતુ તેમ કરવું હું ઇચ્છતો નથી, હાલને માટે ત્હારી જીંદગી બચાવવામાં આવે છે. ને ફક્ત મ્હારા કેદખાનામાં રાખવામાં આવે છે. જો તું અમારી સાથે થવાનું વચન આપીશ ને રાજકારભાર ઉથલાવી નાખવામાં મદદ આપીશ તો તને ધન તથા માલથી નવાજી નાખીશ. કેમ ત્હારો શો વિચાર છે.' બિહારીએ સુરેન્દ્રને પોતાનો કરવાની તદબીર રચી.

'હાલ તો તે માટે કશું જણાવતો નથી મને વિચાર કરવાનો સમય મળવો જોઇએ?' સુરેન્દ્રે જણાવ્યું.

'ભલે ! પણ એટલું યાદ રાખજે કે તું સિંહના પિંજરામાં પકડાયો છો.' સુરેન્દ્રને જેલમાં નાખવાની આજ્ઞા કરી તેની આસપાસ સખ્ત પહેરો મુકી બિહારી ત્યાંથી ચાલતો થયો.

સુરેન્દ્ર પણ જેલખાનામાં બેઠો બેઠો યુક્તિ પ્રયુક્તિઓથી પોતાની મુક્તિ માટે વિચારમાળા ગોઠવવામાં તલ્લીન બની ગયો. પેલી સ્ત્રીનો વિચાર કરતાં તે બોલી ઉઠયો.

મ્હેર છે ઇશ્વરતણી તો માનવી આ શું કરે ?
માનવી ધાર્યા કરે પણ ધાર્યું ધણીનું થાય છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### મહારાજાની મુંઝવણ.

લુટયાં મહિપતિ લખપતિ તો ગરીબની વાત શી ?
હંસા ઉપાડી જોરથી તો અન્યની તાકાત શી ?
મર્દ પણ નામર્દ થયાં, પ્રધાનના પાણી ગયાં,
તો બિચારાં નાગરીકોના કહોને ભાર શાં ?

સમસ્ત સુવર્ણ નગરની જનતા તેમજ રાજા પ્રધાન પણ ચકડોળે ચડયાં હતાં. રોજરોજ અવનવા બનાવો બનતા હતા, એક એકથી વધુ બિહામણા દ્રશ્યો તેઓનાં દીલને હચમચાવી નાખતા હતા. રાત્રે ગૃહમાં પણ લોકો બિહારીના નામથી ધ્રુજતા હતા. બિહારીના

નામથી રાતા બાળક છાના રહી જતાં રમતાં બાળકો પણુ નાસી જતાં. હંસાં ગઈ, એક સાથે સાત ખૂન કર્યાં અને તેમાં વળી બાકી હશે એટલે કરોડાપતિને ત્યાં કે જેને ત્યાં નિત્ય સંખ્યાબંધ સેવકો હાજર હોય અને ચોકી પહેરો કરતાં હોય તેને ત્યાં પણુ લાખોની લુટ થઈ, પછી લોકોની હિંમત કયાં સુધી ટકે ? ગરીબને પણુ ભય હતો તેમજ ધનવાનને પણુ ભય હતો શહેરની ચોપાસ લશ્કર ગોઠવી દેવામાં આવ્યું હતું, છુપી પોલીસનાં હજારો માણુસ કામમાં લીધા હતાં છતાં પણુ બિહારી કે તેની ટાળીનો હજુ પત્તો લાગતો નહતો બધા અકળાઈ ગયાં હતાં કેટલાક તો શહેર ખાલી કરી પોતાના સગાં સંબંધીઓને ત્યાં બીજે ગામ ચાલ્યાં ગયાં હતાં. પણુ બધા તેમ થોડાજ નાસી શકે છે ?

મહારાજા ચંદ્રગુપ્ત કે જે રાજકારભાર પ્રધાનને સોંપી બહુજ ઓછુ ધ્યાન આપતાં હતાં. તે પણુ પ્રજાના દુઃખથી ત્રાસી તેના દુઃખ વિનાશનો ઉપાય શોધી રહયાં હતાં. ચંદ્રગુપ્ત તથા રમેશ બન્ને એક કોચપર બેસી રાજ મહેલમાં ચિંતાતુર વદને બેઠા હતાં. સામે રાજરાણી પણુ બીજા કોચપર બેઠા હતાં.

‘ પ્રધાનજી ! તમારી પણુ અકકલ આમાં કામ કરતી નથી ? ’ રાજાએ પ્રશ્ન કર્યો.

‘ અન્નદાતા ! આ ભેદ જરા પણુ ઉકેલી શકાતો નથી. પાપીઓ પોતાનું કાર્ય ઘણીજ સફાઇ તથા ચાલાકીથી કરે છે ચાલાક ડીટેકટીવ સુરેન્દ્રનો પણુ હાલમાં પત્તો નથી મને તો લાગે છે કે તે પાપીઓનો ભોગ બન્યો હશે. ’ પ્રધાને જણુાવ્યું.

'નાથ ! એકવાત જાણવા જેવી છે, રમેશ આપને ખોટું લગાડવાની જરૂર નથી. ગઈ કાલે સુરેન્દ્ર મ્હારી પાસે રજપુત વેશમાં આવ્યા હતા ને પ્રધાન પત્નીપર તેને નોકરી રાખવાનો ભલામણ પત્ર લખાવી ગયો હતો. તેનું નામ સતીનસેન રાખવામાં આવ્યું છે. તે કહેતો હતો પ્રધાનજીના ગૃહની એક દાસી ઉપર તેની શંકા છે ' સરોજીની દેવીએ મહારાજાને વાત કહી.

'શું મ્હારાજ ગૃહમાં ભેદ રમાય છે ?' પ્રધાને પ્રશ્ન કર્યો.

'તેમ સુરેન્દ્રનું ચહેવું. હતું' રાણીએ જવાબ આપ્યો.

મહારજા હસતાં હસતાં બોલી ઉઠયા. 'એ અસંભવ વિત છે. કોઈ સ્ત્રીના આ કામનથી આમાં તો આખી ટોળી હોવી જોઈએ. છતાંપણ પ્રધાનજી તમે તપાસ રાખજો અને........વાત અટકી. દ્વારપાળે આવી નગરના બે પ્રજાજનો મહારાજાની અત્યારેજ મુલાકાત ઇચ્છે છે તેમ જણાવ્યું.

'ભલે આવવા દ્યો.' આજ્ઞા મળતાંજ એક વૃદ્ધ સ્ત્રી પુરૂષ ત્યાં આવી ચડયાં. તેઓની આંખમાથી શ્રાવણ ભાદરવો વરસતાં હતાં. અશક્ત છતાંપણ લાકડીને આધારે તેઓ ચાલતા હતા. આવતાની સાથેજ સ્ત્રી બોલી ઉઠી; 'ઓ ધર્મરાજ ! તું હૈયાત છતાંપણ તારા રાજ્યમાં કેટલો જુલ્મ ચાલી રહ્યો છે. મારા એકના એક યુવાન પુત્રની વધુને ગઈ સાંજે કોઈ બદમાશો ઉઠાવી ગયા છે. મારો પુત્ર વધુ વિયોગથી બેભાન બન્યો છે. અને અમારા નયનમણી જતાં અમારે આ સંસારમાં બાકી શું રહ્યુ ?' તે જોરથી રડી પડી. પેલો વૃદ્ધ પુરૂષ જમીનપર બેસી જતાં બોલી ઉઠયો 'નેક નામદાર ! મ્હારી એ પુત્રી પર બદમાશો કોણ જાણે કેવોય જુલ્મ કરતાં હશે. જો

અમને આવી ખબર હોત તો આ રાજમાં કદી આવત નહિ. તું રાજા છે. રક્ષક છે. છતાં પણ અમને તું બચાવતો નથી. સ્પષ્ટ કહી દે કે હું બાયલો છું, મ્હારૂં તે કામ નથી તો અમે સર્વ ત્હારા નામપર બળી મરીએ.'

રાજા આ આશ્ચર્ય તથા નવું દુઃખ સાંભળી બે બાકળો બની ગયો. 'પિતા! શાંત થાઓ! તમારી વધુ પર હવે સીતમ ગુજરવા નહી દઉં. હું આ સમયેજ પ્રતિજ્ઞા લઉં છું કે જ્યાં સુધી તમારી વધુનો પત્તો નહિ. લાગે ત્યાં સુધી કદી હું જંપીને બેસીશ નહિ. આ રાજ્યમાં મહાલયમાં પગ મુકવો મારે હરામ છે. બદમાશોનો ત્રાસ હવે વધ્યો છે. તેનો નાશ થવો જોઇએ ને તે કાર્ય હુંજ કરીશ માતા! આપ પણ પધારો આપની વધૂને ગમે ત્યાંથી પણ હાજર કરીશ.' ઉશ્કેરાયલા રાજાએ તે વૃદ્ધોને ત્યાંથી રવાના કર્યો

'રમેશ! મ્હારા સૈનીકો અને સેનાપતિ નામર્દ બન્યા હોય તો હું પોતેજ આ ભયંકર કાર્યનો પત્તો મેળવવા જવા ઇચ્છું છું. આપ રાજ્યની લગામ સંભાળજો.' ચંદ્રગુપ્તે પ્રધાનને કહ્યું.

'નાથ! શાંત થાઓ, ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર. ધૈર્યથી કામ લેશો તો બધુંજ પાર પડશે.' પતિને શાંત પાડતી સરોજીની બોલી.

'મારી પ્રજા પર વર્તતા ધગધગતા અગ્નિના ગોળાથીએ વધુ ભયંકર અત્યાચારો નામર્દ બની હું કયાંસુધી નીરખ્યા કરૂં? હવે તો મારે પોતાનેજ આ કાર્ય કરવાની જરૂર છે.' રાજા બોલ્યો.

રમેશદત્ત તો વિચારજ કરતો હતો, એટલામાં તો ફરી એક ચોપદારે આવી જણાવ્યું કે એક યુવાન સ્ત્રી અત્યારેજ આપને મળવા

ઇચ્છે છે. રાજાએ તેને અંદર આવવા દેવાને જણાવ્યું. તે બોલી ઉઠયો, હમણાજ નવું ધતીંગ આવશે.

આવતાની સાથેજ પેશી સ્ત્રી બોલી ઉઠી, 'રાજા ધિરાજ! અમર તો આપનું શિરછત્ર! મારૂં નામ કમળાંદેવી. ગઇકાલે સાંજના બદમાશ બિહારીના માણસો મને સ્ફાટીક ઘાટથી ઉપાડી ગયા હતાં."

'કોણ બિહારી?' રમેશ બોલી ઉઠયો.

'જી હા. કિંતુ અત્યાચારની છેલ્લી ઘડીએ બહાદુર દિલાવર નામના વીરે મને બચાવવા માટે પોતાનો પ્રાણ આપ્યો'

'આ કોણ દિલાવર? અને તે બિહારીની ભેદી ગુફામાં! ઓહ! આશું બને છે? ચંદ્રગુપ્ત બોલી ઉઠયો.

'સુરેશ તો વીર સેનીક પોતાના સ્વામીના અનુસાર હંસાબાની તપાસમાં હતો કિંતુ અચાનક તેઓ તે ગુફામાં આવી ચડયાં તેજ સમયે બદમાશના ચાર માણસો મને પકડી લઇ જતા હતા. મ્હારી બુમથી તેઓ મ્હારી મદદે આવ્યાં ને મારા શીયળને ખાતર એ ચારેય પાપીઓનો નાશ કર્યો. અમને આગળ માર્ગની ખબર નહતી કારણ કે ત્યાં રસ્તાઓ તથા દ્વારો ભેદી છે. એટલામાં બિહારીના બીજા માણસો એક સરદાર સાથે આવી પહોંચ્યા. દ્વંદ યુદ્ધમાં તેના સેનાનાયકને હણ્યો.'

'શાબાશ દિલાવર!' સરોજીની દેવીથી બોલાઇ જવાયું. તરતજ ત્યારબાદ નરાધમ બિહારી આવી પહોંચ્યો. તેણે તેના માણસોને તેની પર હલ્લો કરવાની આજ્ઞા કરી. એકલા વીરનું ગજુ શું? મ્હારે ખાત્તર, મ્હારા શીયળને ખાતર મારો વીર બંધુ પોતાના આત્માને

અમરતાની વેદીમાં અર્પી અહીંથી સદાને માટે ચાલ્યો ગયો.' તેણીના આંખમાંથી આંસુ સરી પડયા. સુરેશ પણ રડી પડયો. તે બોલી ઉઠયો, 'શાબાશ વીર. મર્યો પણ અબળા માટે. ધન્ય છે.'

'બહેન. પછી ?' રમેશે આગળ વધવાનું જણાવ્યું.

'પછી બદમાસ બિહારીએ મારાપર સીતમ ગુજારવાનું શરૂ કર્યું. મ્હારો ભાલ તથા કુચ પ્રદેશપર ચાળા આદર્યાં હુ બેભાન બની ગઇ. કિંતુ દિનદયાળ મ્હારી વ્હારે આવ્યા. પ્રખ્યાત ડીટેકટીવ સુરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યા.'

'આહ, કોણ સુરેન્દ્ર ? શાબાશ છે તારી જનેતાને.' રાજા—રાણી એક સાથેજ બોલી ઉઠયાં.

'છેવટે તેણે ટોળીનો પત્તો મેળવ્યો જણાય છે.' રમેશે કહ્યું.

'સુરેન્દ્રે ગોળીથી બિહારીનો હાથ વીંધી નાંખ્યો. ત્યાર પછી દગાથી સુરેન્દ્રને કેદ કર્યો. સુરેન્દ્રે બિહારીને એક પત્ર આપ્યો. જે વાંચી તે હસ્યો, અને સુરેન્દ્રે બિહારીને મને છોડી દેવાની વિનંતિ કરી. સુરેન્દ્રને ખાતર બદમાશે સહીસલામત મને નગરના દ્વાર પાસે પહોંચાડી છે.' વાત પુરી કરતાં તે સ્ત્રી બોલી.

'ત્યારે શું સુરેન્દ્ર કેદી બન્યો છે ? મહારાજાએ પ્રશ્ન કર્યો.

'જી હા જતી વખતે તેણે આપને સાવચેત રહેવાનું જણાવ્યું છે. હું હજી મ્હારા શ્વસુર તથા સાસુ પાસે પણ ગઈ નથી, સીધી અહીંજ આવું છું વીર દિલાવર તથા સુરેન્દ્રને ખાતર હું અહીં આવી છું. હવે આપનાથી બને તો તેને બચાવજો.' કહી કમળાદેવી તુરતજ ત્યાંથી મહારાજાની રજા લઇ ચાલી ગઇ.

'પ્રધાન, મહારાજા, મહારાણી અને સુરેશ આ નવીન વાત સાંભળી સ્તબ્ધ બની ગયાં. તેઓના જમણાં હાથ સમાન બહાદુર સુરેન્દ્ર પાપીની ગુફાનો ભોગ બન્યો હતો.

'મહારાજા, હાલ તુરતને માટે તો આપ કૃપા કરી જહેમત ન ઉઠાવશો. આજનો દિવસ સુરેશ તથા વિનાયકજી પહેરો ભરે, પછી આવતી કાલે હું જોઈ લઈશ. આ બાબતનો પત્તો હવે તો મેળવ્યેજ છુટકો છે.' રમેશે ઘણાજ વિચાર પછી કહ્યું.

'પણ પેલો સુરેન્દ્રનો સાથીદાર વિશ્વે શકયાં છે? સુરેન્દ્રના કેદ પકડાવાની વાત તો તેને જણાવવીજ જોઇએ.' ચંદ્રગુપ્તે જણાવ્યું.

'જેવી આજ્ઞા.' રમેશે સુરેશ તરફ ફરતાં વિશ્વેશને બોલાવી લાવવાનું જણાવ્યું. સુરેશ ગયો કે તુરતજ પ્રધાને મહારાજા નજીક જઈ ધીમેથી કહ્યું, 'પ્રભો! આપને સુરેશ તથા વિનુને માટે તો શંકા નથી ને?'

'સુરેશ તથા વિનુ માટે? પ્રધાનજી તમે કેવી વાત કરો છો, સુરેશ મારો સગો છે અને વિનુ તમારોજ છે. તેનીપર શંકા કેવી રીતે મુકી શકાય? આપના મુખમાંથી આ શબ્દો સાંભળતાંજ મને આશ્ચર્ય થાય છે કે તમે તમારાંજ બાળકોપર શંકા લાવો છો' મહારાજાએ વિસ્મીત થતાં કહ્યું.

'મને તેમ કરવાનાં કારણો મળ્યાં છે. હજુ મેં સંપુર્ણ તપાસ કરી નથી. કિંતુ તેમ થતાંજ હું આપને જણાવીશ. હાલ તો આ વાત ગુપ્ત રાખવામાંજ સાર છે.' રમેશે જણાવ્યું.

'રમેશ, તેવા કયા કારણો મળ્યાં છે?' સરોજીની દેવીએ પ્રશ્ન કર્યો.

" તે હાલ નાપાયાદાર હોવાથી જણાવવા બીન જરૂરી છે." ટુંકમાં પતાવતાં રમેશે પ્રત્યુત્તર આપ્યો.

એટલામાં તો સુરેશ વિશ્વેશ સાથે આવી પહોંચ્યો. માર્ગમાં તેણે સુરેન્દ્ર સંબંધી જરા પણ વાત કરી ન હતી. વિશ્વેશને આવતો નિરખી મહારાજાએ પ્રશ્ન કર્યો. ' વિશ્વેશ ! સુરેન્દ્ર હાલ કયાં છે ? '

' બદમાશોની પાછળ. '

' બદમાશોનો પત્તો મેળવ્યો ? '

' નાજી, પણ ધીરે ધીરે અમને સફળતા મળતી જાય છે, મને લાગે છે કે હવે એકાદ માસમાં સર્વ હરામખોરોને કેદી બનાવી આપ નામદારની સમક્ષ હાજર કરી શકીશું.' વિશ્વેશે જણાવ્યું.

' વિશ્વેશ ! તેઓના બળની કિંમત કેટલી આંકી છે ! '

' ફક્ત એકજ હજાર સ્વારો તેને માટે પુરતા છે. પણ હજુ કેટલાક ભેદો જાણવા બાકી છે. તેથીજ હજુ સમય છે. '

' એક વિપ્રની વધુ ઉપાડી ગયા તે સાંભળ્યું ? '

' જી હા. '

' હવે તો તેનો ત્રાસ હદ બહાર વધતો જાય છે ખરૂંને ? '

' બેલાશક. '

' તે વિપ્ર-વધુ આજે સુરેન્દ્રની મદદથી સહીસલામત પાછી ફરી છે અને તે જણાવે છે કે સુરેન્દ્ર કેદ બન્યા છે. '

' શું સુરેન્દ્ર કેદ બન્યા છે ? અંતે બિહારી ફાવી ગયો ! ' વિશ્વેશે હતાશ સ્વરે કહ્યું.

'સુરેન્દ્ર કેદ બન્યા તે જણાવવાજ તમને અહીં બોલાવ્યા હતા. જેટલી મદદ જોઇએ તેટલી લઈ સુરેન્દ્રને છોડાવવોજ જોઇએ.' રમેશે ભાર દઇ જણાવ્યું.

'વિશ્વેશ ! તમારા કપડાં ધુળથી ભરાયેલાં દેખાય છે, કેમ ખરૂંને ?' વિશ્વેશના પગપ્રતિ નજર ફેંકી ચંદ્રગુપ્તે અટકળ કરી.

'હાજી હજુ તો હું હમણાંજ આવ્યો ત્યાં તો સુરેશ બોલાવવા આવ્યા. હવે રજા લઈશ' નમન કરી વિશ્વેશ ત્યાંથી રવાના થઇ ગયો. પ્રધાન પણ મહારાજાની આજ્ઞા મેળવી ચિંતાતુર વદને સ્વગૃહે ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### કામલત્તાનાં કાળાં કૃત્યો.

શંકાને છે સ્થાન, સ્નેહ ત્યાં હોતો નથી,
શંકા મોટા પ્રેત, અન્ય કંઇ તીરખે નહી,
શંકા પડતાં વાર, સાંખ્યા દીલના તનના,
હોઈ પતિકે પુત્ર, પરવા ત્યાં હોતી નથી.

રમેશ ગૃહે આવ્યો પણ તેને ચેન પડતું નહતું. આવતાની સાથેજ તે આરામ ચેર પર બેસી ગયો. કપડાં પણ ઉતાર્યા નહતાં, થોડો સમય તેવી રીતે વિચારમાં ગાળ્યો કિંતુ વધુને વધુ અકળામણ થવાથી તે રૂમમાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. તેનાથી થોડે

દૂર એક નોકર ઉભો હતો પણ તે પ્રધાનના મુખના ભાવો વાંચી શાંત બની ગયો હતો, તે બબડી ઉઠયો. 'ગમે તેમ થાય પણ અત્યારેજ કામલત્તાને આ વાતને માટે પુછી જોઉં અને અત્યારેજ સુરેશને વિનુને બ્હાર મોકલી તેના રૂમની તપાસ કરૂં' હજુ તો તેનો છેલ્લો અક્ષર પુરો પણ બોલાયો નહતો તેટલામાં તો કામલત્તા ત્યાં આવી પહોંચી પ્રધાનના મનમાં ભાવો તેણે દુરથીજ જોઈ લીધા.

'સ્વામીનાથ! રસોઇ ઠરી જાય' છે હજુ આપે કપડાં પણ ઉતાર્યાં જણાતાં નથી.'

'વ્હાલી! હવે મને જમવાનું પણ ભાવતું નથી. જે રાજ્ય મારાથી ચાલતું હોય; જેનું સર્વ જોખમ મારા શીરપર હોય તેની અવ્યવસ્થિત દશા નીરખતા હું સર્વ ભુલી જાઉં છું પ્રિયા! મ્હારે તને કેટલાક પ્રશ્ન પુછવાના છે. મને ખાત્રીજ છે કે જેને તું ત્હારા પ્રાણથી પણ અધિક ચાહે છે તેને યોગ્ય પ્રત્યુત્તર આપીશ.' રમેશે કોચ પર બેસતાં કહ્યું.

'મારા મુગટ મણિ! આશું બોલ્યાં? તમારે માટે તો મારૂં સર્વસ્વ તૈયાર છે. એક શું અનેક પશ્નો ખુશીથી પુછો અને મારાથી બની શકે તે બધાના પ્રત્યુત્તર જરૂર આપીશ. કિંતુ આપ કપડાં તો ઉતારો.' કામલત્તાએ સ્મિત કરતાં પ્રધાનના કપડાં ઉતાર્યાં અને કોચ પર બેસી પોતાનું મસ્તક રમેશના ખભા પર ટેકવ્યું.'

'સર્વને ત્હારી દાસીપર શંકા આવી છે, તો તે દાસી કયી?'

'મ્હારી દાસી પર શંકા? શાની શંકા, પ્રાણેશ?' આશ્ચર્ય પામની હોય તેવો દેખાવ કરતી કામલત્તા બોલી.

'બિહારી સાથે મિત્રતા હોવાની શંકા.'

'આ તો નવીન તોફાન જાગ્યું લાગે છે. મધુરી માલતી મેના, માણેક આમાંથી કોનીપર શંકા જાય છે ? મને તો બિચારી બધી ભોળી જણાય છે. તેમ છતાંયે જો તમને શંકા હોય તો તેને ખુશીથી ધમકી આપજો.' ડોળ કરતાં તે બોલી.

'તું શું કશું પણ જાણતી નથી ?' અધીરા બનતાં રમેશે કહ્યું.

'મ્હારા દેવ ! હું જાણતી હોઉં તો આપનાથી ખાનગી તો થોડુંજ રાખું ? આતો આજે આપણી દાસી પર શંકા ગઇ, આવતી કાલે મારી પર આવશેને છેવટે તમારી પર પણ આવશે' પોતાની નિર્દોષતા ગણાવતી કામલત્તા બોલી.

'ઠીક, ત્યારે આ વાતજ જવા દે. બેચાર દિવસ કોઇ રજપુત યુવાનને મહારાણીની ભલામણથી નોકરીમાં રાખ્યો હતો તે ક્યાં છે ?' રમેશે બીજો પ્રશ્ન કર્યો.

આ સાંભળતાંજ કામલત્તા ચમકી ઉઠી કિંતુ હૃદયના ભાવ છુપાવતા તે બોલી ઉઠી. 'હા એ માણસનું નામ સતીનસેન છે. ને હાલ મેં મ્હારી સખીને ત્યાં મોકલ્યો છે. કેમ તેનું શું કામ હતું."

'તું જુઠ્ઠું બોલી મારાથી છુપાવવા માગે છે. મને પાકે પાયે ખબર મળ્યાં છે કે સુરેન્દ્ર કેદ પકડાયો છે ને તે આવનાર યુવક બીજો કોઇ નહિ પણ સુરેન્દ્રજ હતો. વળી સુરેન્દ્રને કેદ કરનાર બિહારીજ છે. તો કામલત્તા ! સાચુંજ જણાવ કે તારે બિહારી સાથે શો સંબંધ છે ?' ચાલાક રમેશે પોતાનું ખરૂં મુત્સદી પણું બતાવતાં કહ્યું આ વાત તો તે રાજ દરબારમાંજ સમજી ગયો હતો કિંતુ

રાજારાણી પાસે પોતાની આબરૂ પર પાણી ફેરવવા ઇચ્છતો ન હોવાથી કંઇ બોલ્યો ન હતો. કામલત્તા હવે બરાબર જાળમાં આવી ગઈ. પણ ચાલાકીથી તેણે જવાબ આપ્યો; તદ્દન જુઠું ! સતીનસેન સુરેન્દ્ર હોયજ નહિ હું તમને આવતી કાલે બપોરના સતીન પાછો આવશે એટલે દેખાડીશ આપના કહેવા મુજબ જો સુરેન્દ્ર તેજ સતીન હોય ને જો સુરેન્દ્ર કેદ બન્યો હોય તો સતીન અહીં આવી શકશે નહિ, અને હું જુઠી પડીશ કદાચ આપના કહેવા મુજબ બિહારી સાથેની મ્હારી મિત્રતાથી હું તેને છોડાવું તો આપ સુરેન્દ્રને પુછી તે વાતની ખાત્રી કરી લેજો.

' મ્હારી દેવી! ત્હારી પરહું કદી પણ શંકા ન લઈ જાત. કિંતુ મને કેટલાક એવા સબળ કારણો મળ્યાં છે જેથી મ્હારે તેમ કરવાની જરૂર પડી છે. હજુ પણ હું ઇચ્છું છું કે તું નિર્દોષ બનવા ભાગ્યશાળી થા.' રમેશે કામલત્તા માટે પોતાનો સ્નેહ પ્રદર્શિત કરતાં જણાવ્યું.

" નાથ ! તમને કહેવું અયોગ્ય ગણાય છે છતાંપણ મારાથી જણાવ્યા સિવાય નથી રહેવાતું કે ગઇકાલે મેં સુરેશને એક ભેદી માણસ સાથે વાત કરતાં જોયો હતો. મહારાજાના સમસ્ત રાજ્યને ઉથલાવી નાખવાની તેઓ પેરવી કરતાં જણાય છે. આટલાં શબ્દો તો મેં સ્પષ્ટ સાંભળ્યાં,' હવે બહુજ થોડો સમય છે. હથીયારો તથા દારૂગોળો તૈયાર મકાનમાં છે. માણસો પણ તૈયાર છે, ફક્ત થોડા સમય પ્રધાનને દૂર કરવાની જરૂર છે.' તમારી ખાત્રી છે કે પોતાના આક્ષેપો દુર કરવા સુરેશ મને તે કાવત્રાનો ભોગ બનાવી રાજનયનમાં આપને કાંટા બનાવવા ઇચ્છે છે.' પ્રધાનને ઉત્તેજીત કરતાં તે બોલી.

'પરવા નહિ, હવે થોડાજ સમયમાં પાપનો ઘડો ફુટશે.' કહી રમેશે કામલત્તાને રજા આપી. એક માણસ સુરેશ તથા વિનુને બોલાવવાની આજ્ઞા કરી. સુરેશ તથા વિનુ થોડા સમયમાં ત્યાં આવી પહોંચ્યા.

'સુરેશ ! આજકાલ પેલી સોનેરી ટોળીએ ગમખ્વાર તોફાન મચાવ્યું છે. સેનાપતિ કે સૈન્ય તે ભેદ જણાવવા અશક્ત બન્યા છે તો રાજઆજ્ઞા છે કે પૂર્વના દરવાજે આજની સમસ્ત રાત્રિ ત્હારે ને ઉત્તર દ્વારે વિનુએ ચોકી કરવી.' પ્રધાને આસા ભર્યા અવાજે તેઓને કાર્ય સોંપ્યું.

'જેવી આજ્ઞા,' નમન કરતાં તેઓ બોલી ઉઠ્યા. રમેશે તેઓના મુખ પરના ભાવો જોવા ઘણોજ યત્ન કર્યો પણ નિર્દોષતાની રેખા સિવાય કશું જણાયું નહિ.

'સુરેશ ! વાતનું કોકડું એટલું બધુ ગુચવાયું છે કે હું નથી સમજી શકતો કે આમાં ગુન્હેગાર કોણ છે. મારા પ્રિય જનોજ મને ગુન્હેગાર દેખાય છે. મારી ફરજને ખાતર મારે તેઓ સાથેનો સર્વ પ્રિય સબંધ ત્યજી કાર્ય કરવું જોઇએ. સુરેશ પર ઝઝુમતા ભાવી ભયકું દિગ્દ દર્શન કરાવતાં તે બોલ્યો.

'હું પણ તેમજ ઇચ્છું છું.' શાંત ઉભેલો વિનાયક બોલ્યો.

'તેમજ થવું યોગ્ય છે.' રમેશે પણ ટાપસી પુરી. તરતજ આજ્ઞા મેળવી સુરેશ તથા વિનાયક સાંજની સર્વ તૈયારી કરવા લાગ્યા. રમેશ પણ પોતાની તૈયારીમાં ગુંથાઈ ગયો.

સુરેશ તથા વિનાયક લશ્કરી પોશાકમાં સજ્જ બની ગયાં. પોતાનાં વિશ્વાસુ માણસો સાથે લઈ તેઓને સોંપેલ સ્થાને પોતાના કાર્યમાં મશગુલ બની ગયા.

રમેશને પણ તેઓ ગયાના સમાચાર મળતાંજ પાંચ વિશ્વાસુ મજબુત હથીયારબંધ માણસો સાથે સુરેશના રૂમમાં ગયો. રૂમને બહારથી તાળું માર્યું હતું. તાળું તરતજ તોડી નાખવામાં આવ્યું. રમેશ પોતાના માણસો સાથે અંદર દાખલ થયો. સુરેશના ટેબલના ખાનામાં તેણે કાગળો જોવા માંડયા. દરેક પત્ર તેણે સંભાળ પૂર્વક વાંચ્યાં. તેમાંથી એક બંડલ હાથ આવ્યું. તેણે તેમાં રહેલા કાગળો વાચવા શરૂ કર્યાં. પત્ર પુરા વંચાય તે પહેલાં તો તેના ક્રોધની જ્વાળા ભભુકી ઉઠી. પહેલાંજ પત્રમાં લખ્યું હતું;

'વ્હાલા સરદાર સુરેશ તથા વિનાયક;

સર્વ તૈયારી રાખજો. તમારા રૂમમાં દાટેલ દારૂગોળો સંભાળજો હવે જલદીથી રાજા રાણીનો નાશ કરવાનો છે. રમેશની પણ તેજ દશા.

લી. બિહારી.

રમેશ એક પછી એક સર્વ પત્ર વાંચવા શરૂ કર્યાં અનેકમાં ભાવી ભયંકરતાના ઉલ્લેખ હતા. એક પત્રમાં સાત ખુનનો ઉલ્લેખ હતો. રમેશને સુરેશ તથા વિનાયકનું ભયંકર કાવત્રું હવેજ સમજાણું. અત્યારસુધી તો તે તેને નિર્દોષ માનતો હતો. એક માણસને મહારાજા ચંદ્રગુપ્તને તેડવા રવાના કરી રમેશે બીજાઓને સંભાળ પૂર્વક રૂમની જમીન ખોદવાની આજ્ઞા કરી. થોડા સમયમાં મહારાજા પણ આવી પહોંચ્યા.

'કેમ દત્ત રાત્રીને સમયે બોલાવવો પડયો ?' આવતાંજ તેણે પ્રશ્ન કર્યો.

'રાજા ધિરાજ! ભયંકર કાવત્રું પકડાયું છે. સુરેશ તથા વિનાયક દગાખોર નીકળ્યા. આ પત્રો વાંચો.' રમેશે પત્રો ચંદ્રગુપ્તને આપતાં કહ્યું.

ચિંતાતુર તથા ગંભીર વદને ચંદ્રગુપ્તે સર્વ પત્રો વાંચ્યા. તેના આશ્ચર્ય તથા ક્રોધની સીમા રહી નહી. જેને તે નિર્દોષ ધારતો હતો તેજ ગુન્હેગાર નીકળ્યો. 'દારૂગોળાની તપાસ માટેજ જમીન ખોદવામાં આવતી જાણુય છે ?' ચંદ્રગુપ્તે પ્રશ્ન કર્યો.

'હાજી મહારાજ ગૃહમાંથી આવા નાપાક બદમાશો પાકયા કે જે મારા અન્નદાતાનું નિકંદન કાઢવા તૈયાર બન્યા છે., દુઃખી સ્વરે રમેશે કહ્યું.

'જ્યાંસુધી તમે વફાદાર છો ત્યાંસુધી ચિંતા નહિ. પાપીઓનો ભેદ ફુટયો છે. હવે પરવા નહિ.' ચંદ્રગુપ્તે આટલું કહ્યું ત્યાં તો ખોદનારાઓએ ભયંકર હથીયારો તથા દારૂગોળાથી ભરેલા પંદર કોથળાઓ તેઓ પાસે હાજર કર્યા. હથીઆરો તપાસતાં જણાયું કે તે ભયંકર તથા ઝેરી હતાં. અને લગભગ ચારસોથી પાંચસો માણસો માટે પુરતા હતા. મહારાજા તથા રમેશના ક્રોધની હદ રહી નહી. આથી વધુ પુરાવા શા જોઈએ ?'

'રમેશદત્ત! એક હજાર સ્વારની ટુકડી સાથે તમે વિનાયકને અત્યારેજ કેદ કરો હું પણ તેટલાંજ માણસો સાથે સુરેશને કેદ કરૂં છું. પાપીઓને તેના દંડની સખ્ત શીક્ષા કરવી ઘટે છે.' ચંદ્રગુપ્ત આવેશમાં બોલી ઉઠયો.

તરતજ સુરેશ તથા વિનાયકને કેદ પકડવામાં આવ્યા. સમસ્ત નગરમાં આ બીનાથી હાહાકાર વર્તવા લાગ્યો. સર્વ કોઈ જે તેઓને નિર્દોષતાની મુર્તિ તરીકે પુજતા હતા તે પાપના પુતળાં માની ધિક્કારવા લાગ્યા. ગરીબ બિચારો સુરેશ તથા વિનાયક તો અણધારી આવેલી આફતને જરાપણ સમજી શકયાં ન હતાં.

રાજ્ય મહેલમાં તેમને લઇ જવામાં આવ્યા. તેઓના હાથમાં મજબુત લોખંડની બેડીઓ પહેરાવવામાં આવી હતી. સુરેશ તથા વિનાયકે રમેશને પશ્ન કર્યો, 'પૂજ્ય પ્રધાનજી ! શા ગુન્હાસર અમારી પર આ ત્રાસ વરસાવવામાં આવ્યો છે ?'

'બદમાશો ! હવે જુઠું ન બોલો. બિહારીના સાથીદારો બની રાજ્યને ઉથલાવી નાખવાની તમારી પ્રપંચ બાજી હવે પકડાઇ ગઈ છે. ભયંકર હથીયારો, દારૂગોળો તથા પત્રો પણ તમારા મકાનમાંથી મળી આવ્યા છે. મ્હારી હંસાના હરણ કરનારા પણ તમેજ છો.' ગુસ્સાથી રમેશ બોલ્યો.

'ઉપકારી વડીલ ! તમે ભુલતા જણાવ છો. કોઇએ તમને ભંભેર્યા જણાય છે. અમે તદ્દન નિર્દોષ છીએ. બિહારીના પત્રો તથા દારૂગોળાની વાત અમે સમજી શકતા નથી.' વિનાયકે ધીરેથી કહ્યું.

'કયાંથી સમજાય ? હવેજ બધું સમજાશે. દગો કરવામાં ન ફાવ્યો એટલે હવે નિર્દોષતા સાબીત કરવા તૈયાર બન્યા છો કેમ? તમારા જેવા પાપીઓના મુખ જોવા હું નથી ઇચ્છતો, સજા તો તમને ફાંસીનીજ મળવી જોઇએ પણ આ વફાદાર પ્રધાનને ખાતર તમને ફાંસી ન દેતા જીવનભર કારાવાસની શિક્ષા ફરમાવું છું.'

ચંદ્રગુપ્તે ક્રોધથી શિક્ષા ફરમાવતાં કહ્યું આજ્ઞા મળતાંજ સિપાઇઓ તેઓને ભયંકર જેલમાં લઇ ગયા. નસીબની અવનવી લીલાપર શોચ કરતાં તેઓ ભાગ્યને આધીન બન્યા. અન્યના પાપના ભોકતા તેઓ બની ચુકયા હતા. તેઓના ગૃહમાંથીજ પુરાવા મલ્યા હોઈ તેઓની મોઢેની વાતો નકામી નીવડી.

એકપ્રતિ જ્યારે આવી ભયંકર બાતમી બની રહી હતી ત્યારે તેજ મહાલયમાં કામલત્તા ભયંકર પેરવી કરી હતી. તેની વિશ્વાસુ સખી માલતીને મેના સાથે તેણે પ્રધાન ગૃહની સર્વ લક્ષ્મી એકઠી કરવા લાગી હતી. જ્યારે કંઇપણ ધન બાકી ન રહ્યું ત્યારે માલતી મેનાને સુરંગમાં રવાના કરી તેણે પ્રધાનપર એક પત્ર લખવો શરૂ કર્યો.

'રમેશ ! મ્હારા વફાદાર સુરેશ, વિનુને કેદ કર્યા બદલ અત્યારે હું તમારી પ્રિયા કામલત્તાને તેની બે દાસી સાથે ઉપાડી જાઉં છું. સર્વ ધનમાલ પણ બાકી રાખવાની હું જરૂરીયાત નીરખતો નથી. લી૦ બિહારીનો સરદાર જાલીમ.' પત્ર લખવાનું કાર્ય પુરૂ કરી કામલત્તાએ બીજી દાસીઓને જવાની રજા આપી જે માર્ગે તેણે સતીનસેનને બિહારી પાસે રવાના કર્યો હતો તેજ માર્ગે પોતાનો રસ્તો લીધો.

સુરેશ તથા વિનાયકને કેદ પકડી કામલત્તાને ધન્યવાદ આપતો રમેશ ઉતાવળે ઉતાવળે એ શુભ સમાચાર આપવા ગૃહપ્રતિ આવ્યો બેઠક રૂમમાં ન જતાં સીધો તે શયન ભવનમાં ગયો કિંતુ શય્યા ખાલી નીરખી બહાર ઉભેલી મધુરી નામની દાસીને તેણે બૂમ પાડી 'મધુરી ! ત્હારી બાઇ કયાં છે ?'

મધુરી ચોપાસ દ્રષ્ટિ કરતાં બોલી, 'તેઓ તો અહીંજ હતાં.' રમેશે પથારીપર એક પત્રિકા નીરખી. પત્રિકા વાંચતાજ તેના હોશ કોશ ઉડી ગયા. તેનાથી બોલાઇ જવાયું, 'છેવટે પાપીએ મારી જીંદગી ધુળધાણી કરી નાંખી. જેને મ્હેં મારા જીવથી પણ વધુ સ્નેહથી ચાહી તેનેજ ઉપાડી ગયાં.' રમેશનું મગજ ભમવા લાગ્યું. સુરેશ ગયો, વિનુ ગયો અને છેવટે કામલત્તા પણ ગઇ. હંસાનો પત્તો તો હતોજ નહિ તેનું સર્વસ્વ ગયું. હતાશ બની તેણે આ સમાચાર મહારાજાને મોકલાવ્યાં. તેના જીવનનાં સર્વ ઉલ્લાસ ત્યાંજ શમી ગયા.

વિજળી સમા આ ભયાનક સમાચાર સમસ્ત નગરમાં પ્રસરી ગયાં, ભયથી નગરજનો કંપી ઉઠ્યા. ગૃહમાં પણ તેઓની જરાયે સહીસલામતી નહતી.મહારાજાને આ સમાચાર મળતાંજ સરોજીની દેવી સાથે પ્રધાન ગૃહે આવી પહોંચ્યાં. પ્રધાનને રાજગૃહમાંજ રહેવાનો આગ્રહ કર્યો. કિંતુ રમેશ બોલી ઉઠયો, 'અન્નદાતા! પુત્રી ગઈ, વધૂ ગઇ, બાળક માન્યા હતા તે પણ ગયા. હવે મારાથી આ રાજ્યમાં નહિ રહેવાય. આ રાજ્યને માટે, તેની સેવા બજાવતા હૃદયે સર્વ બલીદાન આપ્યાં છે. હવે મારી પાસે કંઇજ બાકી નથી જંગલમાં પ્રભુ—ભક્તિ એજ મ્હારૂં બાકીનું સાધન છે.' રમેશના અવાજમાં રૂદન હતું. તેના મુખપર પ્રતિભા હતી.

'દત્ત! આ શું બોલો છો? જ્યાં સુધી તમારી ગરીબ પ્રજા-પરના દુઃખો તમે દુર ન કરી શકો ત્યાં સુધી તમારો જંગલવાસ પણ વ્યર્થ છે. પ્રભુ તેને ચાહે છે કે જે મનુષ્યને ચાહે છે, પ્રભુ તેની ભક્તિથી પસંદ થાય છે કે જે મનુષ્યોની સેવા કરી તેઓના

દુઃખો દુર કરવા યત્ન કરે છે. હું જાણું છું કે આપને માટે આ દુઃખ સર્વથા અસહ્ય છે. કૃપા કરી, મારે ખાતર, પ્રજાને ખાતર ને તમારી વ્હાલી હંસાને ખાતર અહીંજ રહો.' ગળગળે અવાજે પ્રધાનને વિનવતા ચંદ્રગુપ્ત બોલ્યો.

'પ્રધાનજી! ખોટા વિચારો ત્યાગી રાજમહેલમાંજ અમારી સાથે રહેવાનું રાખો.' રાણીએ પણ આગ્રહ કરતાં જણાવ્યું.

રાજારાણીના અત્યાગ્રહથી પ્રધાને રાજમહાલયમાંજ રહેવાનું રાખ્યું. બીજીજ પ્રભાતે તે મહાલય ખાલી કરી એક રાવબહાદુરને રહેવા માટે આપ્યો.

ચડતી પડતી ચક્રમાં જ્યારે પિસાતો કોયડો,
થાતી કસોટી મર્દની છે બાયલો કે ભાયડો.

---

## પ્રકરણ ૧૬ મું.

### હંસાનો હૃદયપલટો.

---

બદમાશની સાથદાર કામલત્તા મામલો ગંભીર બનેલો નીરખી ત્યાંથી રવાના બની ગઈ. ગુપ્ત માર્ગે પોતાની બે સખીઓ સાથે તે તે આગળ વધવા લાગી, માર્ગમાં તે સુરેન્દ્ર તેજ સતીનસેન હોવાની શકયતાપર વિચાર કરવા લાગી. કિંતુ કંઈ પણ અટકળપર તે આવી ન શકી. એટલે કંટાળી બિહારીનો વિચાર કરવા લાગી, કારણ કે

બિહારી તેને જરૂર કારણ પુછવાનો હતો. અને તેમ થતાંજ મ્હાનું સારૂં બતાવવું જોઇએ. કિંતુ બિહારીના રૂમમાં આવતાંજ તેને સમાચાર મળ્યાં કે બિહારી હંસા પાસે ગયો હતો, પોતાની દાસીઓને ત્યાંજ રાખી તરતજ તે બિહારીની હીલચાલ તપાસવા ગઈ. બિહારી પણ હજુ હમણાંજ હંસા પાસે ગયો હોય વાતની શરૂઆતજ થતી હતી. કામલત્તાએ થોડો સમય મ્હારથીજ તેઓની વાત સાંભળવાનું યોગ્ય ધાર્યું.

'હંસા ! કેમ નિશ્ચય કરી રાખ્યો ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'બિહારી ! નક્કી કરવાનું કંઇ નથી. મારા મન સાથેજ મ્હેં નક્કી કર્યું છે કે કોઇ વીર પુરૂષની અર્ધાંગના બનવું નહિ કે પાપીની !' હંસાએ પ્રથમની માફકજ દૃઢતાથી જવાબ આપ્યો.

'માને કે ન માને પણ હું તો તારી સાથેજ પરણવાનો છું. મારૂં સર્વસ્વ ત્હારી પાછળ મેં કુરબાન કર્યું છે, તુંજ મ્હારો આત્મા છો, તુંજ મ્હારો રામ છે અને સાચુંજ કહું તો તને મારા પ્રાણ કરતાં પણ હું અધીક ચાહું છું.' બિહારીએ નરમાશથી જણાવ્યું.

'બિહારી, ચાહવું એ શબ્દ તારા જેવા કામીકુલાટ પાસે સંભવતો નથી. ગઇ કાલે તું એક રમા સાથે મને સમજાવવા આવ્યો હતો, હું ધારૂં છું ત્યાં સુધી તેને પણ તું ચાહતો હતો, તો કહે કોને નથી ચાહતો ?' હંસાએ પણ સખત દલીલ કરતાં કહ્યું.

'જણાવવું અઘટીત ગણાય પણ તેજ તારી અપર માતા કામલત્તા હતી. હું તેને ચાહતો નથી તેમ ઇચ્છતો પણ નથી, કિંતુ પાટનગરને ઉથલાવી નાંખવાની મારી ઇચ્છાનું તે એક સાધન છે

એટલે જ્યાં સુધી તેની જરૂર છે, ત્યાં સુધી તો તેને મ્હારે માન આપવુંજ જોઇએ.' બિહારીએ સ્ફોટ કરતાં જણાવ્યું.

'શું મારી અપર મા કામલત્તા તારી સાથે સામેલ છે? અસંભવીત, તું જુઠું બોલે છે. બિહારી! તારામાં આજે મને ફેરફાર જણાય છે નીસની તારી ખુમાશ આજે અસ્ત પામી જણાય છે, અને મુત્સદ્દીપણાથી તું તારૂં કાર્ય સફળતાથી પાર ઉતારવાની બાજી રમી રહ્યો છે, ધાર કે તે કામલત્તા હતી અને જ્યાં સુધી તેની જરૂર હતી ત્યાં સુધી તે એને રાખી તેમજ મારી પણ તું જરૂર હોય ત્યાંસુધી કિંમત કર અને પછીથી સુકા ઘાસની માફક ફેંકી દે તો?" હંસાએ પણ યોગ્ય યુક્તિથી પ્રત્યુત્તર આપ્યો.

'હંસા! એ તદ્દન અસંભવીત છે. તારી માતાને હું સ્વાર્થને લીધે ચાહતો હતો ત્યારે તને તો હું હ્રદયથી ચાહું છું.

કંઈ હજારો છે પ્રકારો, સ્નેહના ઓ સુંદરી!
રીત રીતના છે પ્રેમ, જેમ ગાંધીની છે હાટડી.
ઉંડા હ્રદયના જખ્મથી, ચાહું તને ઓ સુંદરી,
ના ડોળ આ છે વિશ્વનો, (પણ) છે પ્રસાદી સ્નેહની.

'બિહારી બોલી ઉઠયો.'

'જે માણસ ફકત કુકર્મજ કરી જાણતો હોય, જેના જીવનમાં કંઇ પણ પાપહીન વાત ન હોય અને જે રૂપપર પતંગ બની મરી પીટતો હોય, તેને સ્નેહ શબ્દની સુગંધ ક્યાંથી સમજાય? તું મને નહિ પણ મારા રૂપને ચાહે છે;

છો દિવાનો રૂપપર, ના દિવાનો સ્નેહથી,
છો મુગ્ધાના અંગપર, ના હ્રદયના ભાવથી.

ચાહતો હંસા નહિ પણ હંસા તણા એ દેહને,
મોહ્યો નથી મમગુણપર, મોહ્યો ખરે વેણી લટે.

બિહારી ! તારી દશા ભાનભુલ્યા દારૂડીયા સમાન છે. આજે હું અને કાલે બીજી તારે તો યુવાન, રૂપવાન, સુંદર સુંદરીનોજ ઉપયોગ કરવો છે.' હંસાએ તેની મનો દશાનું ભાન કરાવતાં કહ્યું

' ઓ હંસા ! જો મારૂં હૃદય ચીરી બતાવી શકાતું હોય તો તને બતાવું કે તેમાં ' હંસા ' શબ્દ કોતરાઇ ગયો છે. કહે તને હું ખરાજીગરથી ચાહું છું તેની કસોટી તું કેવી રીતે કરવા માગે છે ? ! બિહારીએ દીલના. દુઃખથી પીડાતા કહ્યું.

' બિહારી, પ્રેમ એ એવી વસ્તુ છે કે જે સ્હેજમાં સજાતી નથી,

સ્નેહના સાગર બહુ ઉંડા અરે ઓ માનવી !
ઉંડા જતા ઉડી ગયા લાખોહજારો આદમી.
એ તસુએ ફેરના સ્નેહ ને પ્રભુતા મહીં,
પ્રેમ-પ્રભુના એક છે, જમ્મી બન્યો જીગર થકી.

તું પાપથી ભરેલો હોઇ પ્રભુથી ત્હારો વાસ દૂર છે. એટલે કે બીજા શબ્દોમાં ' પ્રેમ ' પણ ત્હારાથી દૂર છે. માટે વ્યર્થ શબ્દોની કિંમત ન ગુમાવ.' બિહારીને સમજાવતાં હંસા બોલી.

' ત્યારે તું નહિજ માને ? મારે તારૂં કૌમારવ્રતનો ભંગ કરવોજ પડશે ? ' નિરાશ બનેલો બિહારી બોલી ઉઠયો.

હમણાંજ તું સ્નેહનાં બણગાં ફુકતો હતો કિંતુ જ્યાં સ્નેહ હોય છે ત્યાં બાળાત્કાર હોતો નથી. સ્નેહ તો દીલના હોય છે બળજબરી ના નહિ. જો તું મને સાચા સ્નેહથી ચાહતો હો તો મારી તાકાત

નથી કે હું ત્હારી માગણીનો અસ્વીકાર કરી શકું ? કિંતુ ખરા સ્નેહનો તારામાં અભાવ છે જે રહેલાઇથી જણાઇ આવે છે. કારમી કસોટીમાં જ્યારે પ્રેમીઓ વીના મુસીબતે પસાર થાય છે ત્યારેજ તેઓનો સ્નેહ પુરવાર થાય છે.' હંસાએ પ્રેમનું રૂપ સમજાવતાં કહ્યું.

'હું ભુલ્યો હંસા ! કહે, મને જણાવ કે ખરો સ્નેહ કેમ મેળવાય છે. ભયંકર તપસ્યા કરતા મળતો હોય તો હું મેળવી લાવું, ધનના ઢગલાથી મળતો હોય ખરીદી લઉં, અને ખુનામરકીથી મળતો હોય તો તેમ કરૂં કિંતુ મારે તો મેળવવોજ છે. અને તે મેળવ્યા પછી તારી સાથે લગ્ન કરીશ. પછી તો હરકત નથી ને ? બિહારી બોલી ઉઠયો.

'પ્રેમ શું કંઇ વસ્તુ છે કે રસ્તામાં વેચાતી હોય અને તું ખરીદી લે ? તું પ્રતિજ્ઞા લે કે આજથીજ નીતિ અને ન્યાયને પંથે ચાલવું, સત્ય બોલવું, ચોરી લુટફાટ ન કરવી દારૂ ન પીવો, પર સ્ત્રી ગમન ન કરવું, અને તારી સોનેરી ટોળીને છુટી કરવી, તો કદાચ તું પ્રભુ એટલે પ્રેમ નજીક જઇ શકીશ. અને મારો સ્નેહ મેળવવા ભાગ્યશાળી થઇશ. હાલ તો નહિજ.' હંસાએ સ્મિત કરતાં કહ્યું.

પ્રિય વાંચક ! તને જરૂર હંસાનો હૃદય પલટો જોઈ આશ્ચર્ય થતું હશે. કિંતુ તેમાં કાંઇજ નવીન નહતું. હંસાએ જેલમાં બેઠા બેઠા નિશ્ચય કર્યો હતો તેને કોઇ વીર, યુવાન, શુરવીર, ઉદાર અને સદગુણી પ્રતિ જોઇતો હતો. અને તેને માટે તેરોજ પતિ યોગ્ય હતો. બિહારી યુવાન હતો, વીર હતો, શુરવીર હતો, કિંતુ દુર્ગુણી હતો. એટલે જો તેને કુમાર્ગેથી સુમાર્ગે લઇ શકાય તો શામાટે તેની સાથે

ન પરણવું ? વળી હંસા જેવી ઉત્તમ સ્ત્રીઓનો તો એ ખાસ ધર્મ હતો કે અધમ પુરૂષોને પોતાની મીઠી વાચાથી સનમાર્ગે ચડાવવા. જીવન એ કાંઈ સુકૃત કરવા માટે પ્રભુએ અર્પેલ છે. જીવનનું એ ધ્યેય છે. પરોપકાર વિનાનું જીવન નકામું છે, જો મરણ એ જીંદગીની અંત દશા છે ને દરેકને તે આવવાનીજ છે તો પછી જ્ઞાની પુરૂષ શામાટે અન્યને માટે પોતાનો પ્રાણાર્પણ ન કરે ? હંસાએ પણ એજ નિશ્ચય કર્યો. તેને પરણવું તો હતુંજ. હજુ કોઇપણ યુવાન તેનું દીલ આકર્ષી શકયો નહતો. તો બદમાશ બનેલા બિહારીને સનમાર્ગે લઇ બન્નેનાં જીવનનું સત્કૃત્ય શામાટે ન કરવું ? આજ પ્રશ્ને તેને બિહારી માટે સારા ભાવો ઉત્પન્ન કર્યા. તેણે નિશ્ચય કર્યો કે બીજી વખત બિહારી જ્યારે આવે ત્યારે સાફ ના ન પાડતાં તેના જીવન પર પ્રકાશ નાખવા યત્ન કરવો. નારીના રૂપમાં લુબ્ધ બનેલો ભોગી કદાચ એ દિવ્યતાનું દર્શન કરવા સફળ પણ નીવડે. તેણે એટલો પણ નિશ્ચય કર્યો હતો કે જ્યાંસુધી બિહારીમાં હૃદય પલટો સંપુર્ણ ન થાય ત્યાં સુધી તેણે પિતૃગૃહે જવાની માગણી પણ ન કરવી. કારણ કે તેમ કરતાં બિહારીને શક પડે, તો સર્વ ઇચ્છા ધુળમાં મળી જવાનો સંભવ હતો. આજ કારણને અંગે બિહારી સાથે પ્રથમની માફક તુચ્છતાથી વાતો ન કરતાં તેના દીલને પીગળાવતી, સારા આકર્ષક શબ્દોમાં ઉંડા ભાવથી તે બોલતી હતી.

'ખુશીથી હંસા ! તારા કહેવા મુજબ આજથીજ મારા જીવનમાં પલટો કરી નાખવા ઇચ્છું છું. પણ હાલ તુરત તો આપના ગુલાબી કપોલનો સ્પર્શ કરવા આ સેવક સફળ થશે કે ?' દાસની માફક ઉભો રહેલો બિહારી બોલી ઉઠયો.

'સમય આવ્યે બધુંજ થશે હાલ નહિ.' હંસાએ હસતાં હસતાં નેન નચાવતાં કહ્યું.

'તમને હવે કેદખાનામાં બંધન દશામાં ન રાખતા આટલામાં ફરવાની હું છુટ આપુ છું. હાલ તો હું જાઉં છું. પણ પછી મળીશ' કહી બિહારી ત્યાંથી હસતો હસતો ચાલ્યો ગયો.

બહાર જતાંજ તેણે કામલત્તાને ઉભેલી નીરખી. આશ્ચર્ય સાથે તે બોલી ઉઠ્યો. 'કેમ અત્યારે ?'

'તારી લીલા નીરખવા.' ગુસ્સાથી તે બોલી ઉઠી.

'મારી લીલા ? ચાલો દિવાને ખાસમાં.' ગુસ્સે થએલી કામલત્તાનો હાથ પકડી તે પોતાના રૂમમાં લઇ ગયો.

'પ્રિયા ! ગુસ્સે થવાની શી જરૂર પડી ?' કામલત્તાને પોતાંની તદ્દન નજીક બેસાડતા તે બોલ્યો.

'હંસાને તમે શું કહ્યું ? મને તમે સ્વાર્થની ખાતર ચાહો છો. મ્હારૂં શું કામ છે ? મને જવા દો. તમે હંસાનેજ ચાહો.' બિહારીનો હાથ તરછોડતા તે બોલી.

'અરે ગાંડી ! મેં તને પ્રથમથીજ જણાવ્યું હતું કે ગમે તે ભોગે હંસાને મનાવવાની જરૂર છે. સીધી રીતે ન માને એટલે પછી યુકિત પ્રયુકિતથી તેને રાજી કરી આપણું કામ કાઢી લેવું જોઇએ. ત્હારે શા માટે ગભરાવું જોઇએ ? હંસા તો ત્હારા પગની રજ છે.' સામે પડેલા ટેબલ પરથી દારૂનો એક ગ્લાસ કામલત્તાને આપી બીજો પોતે ગટગટાવતાં બોલ્યો.

બિહારીની નજીક જઇ સેતાનથી ઉત્તેજીત બનેલી કામલત્તા બોલી ઉઠી, 'વ્હાલા ! આપણો ભેદ ખુલ્લો થયો જણાય છે. તમારાં

કાર્યમાં મ્હારો હાથ હોવાનું સાબીત થઇ ગયું છે હું મારી બે દાસી સાથે સર્વ ધનમાલ લઇ અહીં નાસી આવી છું. સુરેન્દ્ર કેદ છે તે પણ વાત બહાર આવી ગઇ છે.'

'પરવા નહિ! હવે બિહારીને કોઇની પરવા નથી. થોડાજ સમયમાં કોઇની પણ મદદ વિના સુવર્ણ નગરને ઉથલાવી નાખવામાં આવશે. મારા માણસો તેજ તૈયારી કરી રહ્યા છે. આપણા પાસા પોબાર છે હંસા માની જાય છે સુરેન્દ્ર પણ ફસાયો છે, અને બીજા કાર્યમાં પણ ફતેહ છે,' સુરા દેવીથી ઉત્તેજીત બનેલો બિહારી કામલત્તાને જોરથી નજીક દબાવતાં બોલી ઉઠયો. કામલત્તા પણ તેની વધુ નજીક ગઇ, અને પાપીઓના પાપનાટકની શરૂઆત થઇ.

---

## પ્રકરણ ૧૭ મું.

---

## મૃત્યુના મુખમાંથી મુકિત.

---

પ્રખ્યાત ડીટેકટીવ સુરેન્દ્ર એક અબળાના શીયળ ખાતર પોતાનું પ્રકાશન કરી નરાધમના ભયંકર કેદખાનામાં રીબાતો હતો. પ્રથમ બે ત્રણ દિવસ તો તેને સર્વ ખાંવાપીવાના યોગ્ય સાધનો મળ્યાં કિંતુ ચોથે દિવસે બિહારી તેની પાસે મળવા આવ્યો તેજ દિવસથી તેનાં દુઃખની શરૂઆત થઇ.

'સુરેન્દ્ર! તું જોઇ શકતો હઇશ કે હું તારી સાથે મિત્રભાવથી વર્તી રહ્યો છું. ખાવા પીવાના સર્વ યોગ્ય સાધનો પુરા પાડી

રહ્યો છું. આ સર્વ હવે તો એજ શરતે મળે કે તું મારો મિત્ર બનવા કબુલ થા. મ્હારી બાતમી મેળવવાનું ત્યજી સુવર્ણ નગરનો સદાને માટે ત્યાગ કર ' બિહારીએ કહ્યું.

' એ કદી નહિ બને બિહારી ! જે રાજ્યમાં શીરછત્રતળે બાળક મટી હું યુવાન બન્યો છું તેની વિરૂદ્ધ કાર્ય મારાથી નહિ બની શકે. ચંદ્રગુપ્ત મહારાજાની ભુમીમાં તો મારો જન્મ થયો છે, એ મારી માતૃભુમી છે, તેનો ત્યાગ પણ મરણાંતે નહીં બની શકે. તારી બન્ને શરતો એવી છે કે જે કબુલ કરવા કરતાં સુરેન્દ્ર જેલમાં રહી મરવું પસંદ કરે છે.' સુરેન્દ્રે પોતાની ઇચ્છા સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવી.

' જ્યાં સુધી તને હું માનભરી નિગાહે નીરખું છું ત્યાં સુધી સમજી જવામાં માન છે નહિતર પુર્ણ પસ્તાવું પડશે.'

' પરવા નહિ.'

' મરણનો ઘંટાનાદ. તારૂં નામ પોકારી ઉઠશે.'

' ભલે પોકારે. તેને ભેટવા તૈયાર છું.'

' તારી ઉદ્ધતાઇનું ફળ જરૂર આવશે.'

' આવવા દે.'

' ક્રુર મોતે મરવું પડશે. અગ્નિદાહ પણ નહિ પામે.'

' સત્યને પંથે મરવું પડે તે પણ અભિમાન લેવા સરખું છે.'

' અભિમાન ઉતરી જશે કાળના ભયંકર ચક્રથી.'

' તાકાત નથી યમદુતની કે સત્યાગ્રહીની સામે ડગલું ભરી શકે. સ્વર્ગમાં, રૂપસુંદરી રંભાઓ સુગંધી કુસુમની કંઠમાળો કરમાં

અહી વીર મ્હોતે મરનારને વરવા તૈયારજ હોય છે. પછી પશ્ચાતાપ શો ?' સુરેન્દ્રે દૃઢતાથી જણાવ્યું.

'જોવું છે ?'

'સ્વર્ગની પરીઓ ?'

'હા.'

'જો એમજ છે, તો હઠાગ્રહી સુરેન્દ્ર યાદ રાખજે કે બિહારી તારૂં નામો નિશાન પણ અવનીના પટ પર હૈયાત રહેવા નહિ દે.' ભયંકર અવાજે ઉશ્કેરાયેલો બિહારી ત્રાડી ઉઠયો.

'તું મારા દેહનો વિનાશ કરી શકીશ કિર્તીનો નહિ. નામ રહંતા ઠક્કર ! નાણા નવ રહંત, કીર્તિ કેરા કોટડાં, પાડયા નવ પડંત.' એ ન ભુલ દેહ તો વિનાશી છે. આત્મા અવિનાશી છે. જે દેહ પંચ મહાભુતનો બનેલો હોઇ માટીમાંથી ઉપજ્યો કહેવાય છે. તેની ગતિ પણ માટીમાંજ જવાની હોય છે, તો પછી ડરવાનું શાથી?' સુરેન્દ્રે જણાવ્યું.

'સુરેન્દ્ર, આવતી કાલે મધ્યાન્હના બે વાગે તારી કાયાને ભયંકર ચક્રોની ચક્કીમાં ન પિસાવું તો મારૂં નામ બિહારી નહિ.' ક્રોધે ભરાયેલો ઝહેરી નાગ ધમકી આપી ત્યાંથી રવાના થઇ ગયો.

તેના ગયા બાદ સુરેન્દ્ર પણ વિચારને ચકડોળે ચડયો. સત્યને વળગી રહેતા તેનો જાન જોખમમાં આવી પડયો હતો. નાસી જવાનો કે બચવાનો કોઇ પણ ઉપાય નહતો વળી બિહારીની ક્રુરતા તે જાણતો હતો એટલે આવતી કાલે બિહારીની આજ્ઞા થતાંજ ભયંકર મ્હોતે મરવાનું હતું. તે આમથી તેમ આંટા મારવા લાગ્યો.

જ્યારે મનુષ્યનું મૃત્યુ નજીક દેખાય છે ત્યારે તેને અનેક વાંછનાઓ દુઃખ દેતી દેખાય છે. સુરેન્દ્ર વિશ્વેશનો વિચાર કરવા લાગ્યો. તેનો બહાદુર ચાલાક સાથીદાર તેને બચાવશે કે કેમ તેની તેને શંકા હતી. કારણ કે બિહારીની સુરંગમાં પ્રવેશ સર્વથા અશક્યજ હતો. સુરેન્દ્રને પોતાની યુવાન પત્નીનું હસતું મોઢું દેખાયું. પત્ની યાદ આવતાંજ તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. આશા ભરી નવોઢા યુવતીને પરણ્યાને હજુ બહુ સમય થયો નહતો. પિતાને ગૃહે સેવેલાં સુખનાં સ્વપ્નાં મનમાંજ સમાતા નીરખ્યાં. તેની ચમકતી આંખો ખીલતી યુવાની સુંદર અંગ ને સ્નેહની યાદી તેની આંખો સામે તાદ્રશ્ય ખડી બની ગઇ. તે બોલી ઉઠયો;

પુષ્પ વાડી મમ બધી, વેરાન પુરી થઇ ગઇ,
સ્મરણો સુકાતા સ્મિતના, આનંદની ઘડીઓ બધી.
બુલબુલ થતું દુરે અરે, ના કદી હું દેખતો,
જંજીરથી જકડાઇને, આજ હું ઉભો રહ્યો.

જે વસ્તુને વિસ્મરણ કરવા બહુજ પ્રયત્ન કરવામાં આવે છે તેનું સ્મરણ પણ બહુજ થાય છે. જેમ જેમ સુરેન્દ્ર પોતાની પ્રિયાની યાદી ભુલવા પ્રયત્ન કરતો હતો, તેવીજ રીતે વધુ સતેજ બનતી હતી.

લાલી ભરેલાં ગાલ, ને કટારી સમ આંખડી,
ઉર પ્રદેશો કુંભ, કદી લચી રહી વેલડી.
નયનો ભરેલાં તેજથી, અમૃત સમી વાચા મૃદુ
હાય ! સર્વે આજ, ભોગી વિના નિષ્ફળ જતું.

જો મારૂં અકાળ મૃત્યુ થવાનું છે તેની મને ખબર હોત તો કુદરતની વાડીમાં ખીલેલાં ફાલેલાં એક પુષ્પને મચરડી મારી નાખ-

વાનું પાપ તો હું ન કરત. કિંતુ હવે વ્યર્થ વિલાપ ચા? મરૂં છું પણ સત્યને માટે; અન્યને માટે. મરૂં છું પણ વીરતાથી નહિ કે કાયરતાથી.

દુર્દૈવ મારા ભાગ્યના! તું આટલું કરજે સહી,
ચાહી જીવનભર જેહને, સ્વર્ગમાં મીલાવજે,
રાજા પ્રજા મમ ગ્રામના, ધન ધાન્યથી સુખીકરી.
વિશ્વેશ મારા મિત્રને, હસ્ત તારો આપજે.

બસ! હવે તો પ્રભુ ભજનની ધુન જગાવું કે જેથી મારા પાપનો કંઈ અવશેસ હોય તો નાશ પામે અને અન્યભવમાં સુખ શાંતી મળે. પ્રભો! જે જે દુઃખના ડુંગરો તે આ અવતારમાં આપ્યા છે, તે ફરી ન આપતો સાથે સાથે એટલું પણ માગી લઉં છું કે મોત આપ તો અન્યને માટે આપજે, સ્વાર્થની ખાતર તો નહિજ.

ઓ ઈશ મ્હારા! દુઃખના ડુંગર બધા તું કાપજે.
જે જે નડે છે પાપ તે તો પ્રીતથી નિવાર જે,
આ ભવે દીધું નથી, ધરી નહી મન વાંછના,
તે તો બધી ભવ અન્યમાં, વ્હાલા હવે બાકી રહે.

દુઃભવ્યાં જે જે જીવો ચાહું ક્ષમા હું જીગરથી,
જે જે કરી ભુલો બધી તે, બાળની ટાળજે,
જંજાળ જે સંસારની તેથી હવે ઉગારજે,
નૌકા તણો નાવિક બની, ઓ દેવ મુજને તારજે!

સુરેન્દ્ર એકચિત્ત બની ઉપરની પશ્ચાતાપની કડીઓ એક પછી એક જીગરના સીતાર સાથે એક કરી ગાતો હતો એટલામાં તો તેની

સાથેની દીવાલમાંથી એક દ્વાર ઉઘડયું. સમસ્ત મુખને બુરખામાં છુપાવેલી એક સ્ત્રીને નીરખતાંજ તે ઉભો થઈ ગયો.

' સુરેન્દ્ર ! આવનાર વ્યક્તિ મધુર કંઠે બોલી.

' મને નામથી ઓળખનાર આપ કોણ છો ? '

' સુરેન્દ્ર ! ત્હારે છુટા થવું છે ? '

' સુરેન્દ્ર સત્યને પંથે ચાલતાં આવેલા મૃત્યુને માન આપે છે.' સુરેન્દ્રે ભેદ ન જાણવાથી જણાવ્યું.

' કહે ! તું જાલીમના જેલખાનામાંથી મુક્તિ મેળવવા ઇચ્છે

' પ્રથમ આપ કોણ છો તે જણાવો. અને આપની શરતો શી છે, ? ' તેણે પશ્ન પૂછ્યો,

' મારી શરત કંઇજ નથીં. હું તને અહીંથી મુક્તિ અપાવવા આવી છું. ધીરેથી બોલ પાપીને ખબર પડતાંજ બાજી ધુળમાં મળી જશે. ' આવનાર બાઈ બોલી.

' ઓ દયાની દેવી ! કહો આ અદના સેવકને આપનું પવિત્ર નામાભિધાન કહો. ' હર્ષમાં આવેલો સુરેન્દ્ર બોલી ઉઠયો.

આવનાર વ્યક્તિએ પોતાનો બુરખોદુર કર્યો. તેને નીરખતાંજ સુરેન્દ્ર પોકારી ઉઠયો ' કોણ હંસાબ્હેન ! '

'ચુપ ! હું હંસાજ કે જેની તલાસ માટે તમે સર્વ પ્રયત્નો કરી રહ્યાં છો. ' હંસાએ જણાવ્યું.

'ઓ બ્હેન । તમે પાપીના આગારમાં આવી દશામાં રહો છો ? તમે મને મુક્તિ અપાવવા આવ્યા છો. તો હું કહું છું કે આપજ

અહીંથી મુક્તિ મેળવોને ! આપના વૃદ્ધ પિતા આપના સિવાય ઝુરે છે. મને ખાત્રી થાય છે કે કામલતાના કોપથી આપથી આ દશા બની છે, ' આવેશમાં સુરેન્દ્ર બોલી ઉઠયો.

' સુરેન્દ્ર ! મ્હારી ઇચ્છા હોત તો હું કયારનીએ આ પાપગારમાંથી છુટી પિતા પાસે પહોંચી હોત, કિંતુ મેં દ્રઢ નિશ્ચય કર્યો છે કે પાપીને હ્રદય પલટો દેવો. નરાધમ કહેવાતા બિહારીને મેં મારો શીરતાજ બનાવ્યો છે. હંસાના ખાતર નહિ, બિહારીને ખાતર નહિ, કિંતુ એક આત્માની સેવા બજાવવા માટે મેં આ કાર્ય કરવાનું નક્કી કર્યું છે. ' હંસાએ પોતાની ઇચ્છા જણાવી.

' હંસા ! આવું ભુત તમને કોણે ભરમાવ્યું ! પાપીની પત્ની થવામાં તમે ભયંકર ભુલ કરો છો. '

' એ ભુલ નથી, પણ અત્માની ઇચ્છા છે. '

' પિતાના કટ્ટા શત્રુ સાથે સબંધ જોડી તમે તેના શત્રુ નથી બનતા ? '

' નહિ ! તેમ કરવાના કારણો છે. મારા પિતાનો, રાજ્યનો, અને પ્રજાનો જે ભયંકર શત્રુ છે તે સેતાનનો વિનાશ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે એટલે તેઓના શુભ માટેજ મેં આ બીડું ઝડપ્યું છે. ' હંસાએ જણાવ્યું.

એટલે શું તમે બિહારીનો વિનાશ કરશો ? ' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

' બિહારીનો નહિ, તેમાં રહેલા સેતાનનો.' હંસાએ મક્કમતાથી જણાવ્યું.

' ત્યારે તમે નહિજ આવો ? '

'ના.'

'આપના પિતાને કંઈ કહેવું છે ?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'પૂજ્ય પિતાશ્રીને કહેજો કે હંસા હયાત છે. બિહારીના નરક ભવનમાં તે જીવંત અવસ્થામાં છે; છતાંય આપને માટે તો તે મહેલી સમાન છે. કારણ કે તેણે બિહારી સાથે લગ્ન કરી તેને સન્માર્ગે ચડાવવાનું સાહસ ખેડયું છે. ઇશ્વર કરે તે ખરૂં. બિહારીના ભયંકર કાર્યો હજુ ચાલુ છે, પણ ઓછા પ્રમાણમાં. મારી અભાગિની અ-પરમાતા કામલત્તા બિહારીની સાથે કાવત્રામાં સામેલ હોઈ અહીંજ રહે છે. તમારી સાથે તે દગો રમી છે. સુરેશ તથા વિનુને માર સ્નેહ આપજો તેઓની નિર્દોષતા તથા ઉદારતા હજુએ મારા હૃદયમા તાજાં છે. ઉદાર મહારાજા તથા પ્રેમી સરોજીનીદેવીને યાદ કરશો. સુરેન્દ્ર ! મારી તો તને સલાહ છે કે તારે બિહારીનો પીછો છોડી દેવો. કિંતુ તારે જો આવવું હોય તો ખુશીથી આવજો. હવે તો અર્ધ માર્ગ તો તમે જાણતા હશો પણ તમારા ભલાને ખાતર મારે જણાવવું જોઇએ કે બિહારીના ભેદ ઉંડા છે. આ સિવાય બીજા પણ બેડી ભોંયરાઓ તેના કાબુમાં છે. અઢળક ધન છે, અને બેથી ત્રણ હજાર માણસો તેને ખાતર મરવા તૈયાર છે. હવે તમે જઇ શકો છો. જુઓ ! આમાંર્ગે સીધા ચાલ્યા જજો. આથી ડુંગરોની હારમાળાઓમાં બહાર નીકળશો. ત્યાંથી નગર તરફનો રસ્તો સંભાળ પૂર્વક શોધી કાઢજો. માર્ગમાં શત્રુથી સંભાળજો.' હંસાએ પોતાની વાત પુરી કરતાં જણાવ્યું.

'હંસા તું નારી અવતારમાં દેવી છો. તારા જેવી અબળાઓ આ અવની પર બહુજ હૈયાત હોતી નથી, મહારાજાની આજ્ઞા હશે

તો તપાસ આગળ ચલાવવી પડશે. હું ઇચ્છું છું કે બિહારીને જીતવા તમે સફળ બનો. હું વચન આપું છું કે આપના સ્વામી દેવ બિહારી કદીપણ મારા હાથથી અયોગ્ય નહિ પામે. દેવી ! હવે હું રજા લઇશ.' હંસાને નમન કરી સુરેન્દ્ર ત્યાંથી રવાના થઇ ગયો. હંસા પણ ગુપ્ત માર્ગ બંધ કરી ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ. ૧૮ મું.

---

### પ્રાણઘાતક પારસલ.

---

સુરેન્દ્રનો સહાયક વિશ્વેશ સુરેન્દ્રના કેદ પકડાવાના સમાચાર સાંભળી ઘડીભર વિચારસમળતાં ગોથાં ખાવા લાગ્યો. ઉપરા છાપરી બનતા બનાવોથી તે વધુ મુંઝાતો હતો. હવે શું કરવું ? તેના વિચારે તેને સંપુર્ણ ઉશ્કેરી મુકયો. પાપીઓના નાટકની ઉંડી માહીતી હજુ મળી ન હતી કિંતુ એટલી તો તેની ખાત્રી થઇ હતી કે પ્રધાનના ગૃહમાંથી બિહારી પાસે જવાનો રસ્તો હતો. એને કામલત્તા બિહારીથી બળાત્કારે ગઇ નથી કિંતુ પોતાનીજ ઇચ્છાથી નાસી ગઈ હતી. વળી પ્રધાને જ્યારે તેનો બંગલો છોડયો તેને બીજેજ દિવસે શહેરમાં નવા આવેલા એક રાવબહાદુરે તે બંગલો ભાડે રાખી લીધો. આ વાત પણ તેને ભેદી જણાઇ એક બાજુ આ સર્વ તપાસ કરવાની હતી ત્યારે બીજી બાજુ સુરેન્દ્રની પત્નીને તેના કેદ

પકડાવાના સમાચાર આપવા પણ જરૂરી હતા બહુજ વિચાર બાદ તેણે પ્રથમ સુરેન્દ્રની પત્નીને સમાચાર આપવા જવાનું નક્કી કર્યું.

કપડાં પહેરી ખીસામાં રાઇફલ નાખી તે તૈયાર થયો કિન્તુ તેજ સમયે એક માણસ પારસલનું ખોખું લઇ આવ્યો સપાટાબંધ વિશ્વેશને તે સોંપી રવાના થઇ ગયો. અચાનક આવેલા પારસલથી વિશ્વેશ વિચારમાં પડયો. તરતજ તે પોતાના રૂમમાં ગયો અને પારસલ ઉઘાડવું શરૂ કર્યું. કિન્તુ તે ઘણીજ મજબુતાઇથી બંધ કરેલું હતું એટલે તેનાથી ઉઘડી ન શક્યું. પોતાના નોકરને બુમ મારી વિશ્વેશે તેને તે ઉઘાડવાનુ જણાવ્યું' પારસલ ઉઘડતાંજ નોકર તથા વિશ્વેશ ચીસ પાડી બે કદમ દુર ઉડયા વિશ્વેશ એકદમ એક કબાટ પર પડી ગયો. ગરીબ બિચારો નોકર ત્રણ ભયંકર વીંછીઓથી ડંખાયો અને તેનું ભયંકર ઝહેર રગેરગ પ્રસરવાથી તેજ સ્થળે બેસી ગયો. તેનું સમસ્ત અંગ લીલુ બની ગયું ઝહેરની ત્રીવ અસરથી ત્યાંજ મરણ પામ્યો.

આ ભયાનક દેખાવ નીરખતાંજ વિશ્વેશે પોતાના બીજા માણસોને બુમ પાડી, બહુજ સંભાળપુર્વક તથા મુશ્કેલી સાથે ઝહેરી વીછીઓનો નાશ કરવામાં તે સફળ નીવડયો, તેના પ્રાણ લેવા માટે તે કાવતરૂં કરવામાં આવ્યું હતું તેમ સમજવામાં તેને જરાયે સમય ન લાગ્યો. વીંછીઓ ઘણાજ ઝહેરી હતા એટસે ડંખની સાથેજ મ્હોત નિર્માણજ હતું ભાગ્યના પ્રબળ બળથી વિશ્વેશ એ કાવતરામાંથી બચી જવા પામ્યો પણ તેનો ભોગ વિશ્વેશનો ગરીબ નોકર બની ગયો આવા કુકર્મનો કરનાર નરાધમ કોણ હોવો જોઇએ.

એ બાબત પણ વિચારવા જેવી હતી. કિન્તુ શક તો બિહારી પરજ જતો હતો. જો કે એ તો ખુલ્લું હતું કે બિહારી ધારે તો વિશ્વેશ જેવાનો પ્રાણ ઘડીના છઠ્ઠાભાગમાં લઈ શકે તેમ હતું. વિચારમાં સમયનો વ્યય યોગ્ય ન ધારી તે હાલ તુરતને માટે આ બાબત મુલતવી સુરેન્દ્રના ગૃહપતિ રવાના થયો માર્ગમાં હજારો અવનવા વિચારો તેના હૃદયમાં ઉત્પન્ન થતા વિરામ પામતા હતા.

એટલામાં તો સુરેન્દ્રનું ગૃહ આવી પહોંચ્યું સમાચાર કેવી રીતે સંભાળ પુર્વક આપવા તે ગોઠવી વિશ્વેશ અંદર દાખલ થયો. રંભાને પણ રૂપમાં શરમાવતી એક નવયુવાન યુવતીને નીરખતાંજ તેણે પોતાનું મુખ નીચું નમાવ્યું વિશ્વેશની આંખમાંજ સર્વ વાત ભરી હતી શોકના દીદાર તેના મુખ પર ચળકી રહયાં હતાં.

'વિશ્વેશ! તમારા બંધુના શા સમાચાર છે? તમે આજે વધુ ઉદાસ કેમ ભાસો છો?' વિશ્વેશને જોતાંજ ઘંટડીના મધુર રવને શરમાવે તેવા મીઠા સ્વરે તે બોલી.

'સમાચાર તો શોક જનક છે. હજુ સફળતા મળી નથી.' વાતનો સ્ફોટ એકદમ ન કરવાની ઇચ્છાથી આડીવાત કરતો તે બોલ્યો.

'સ્પષ્ટ કહો કે શી વાત છે?' પસીનાથી રેબઝેબ થતાં તે રમાએ પ્રશ્ન કર્યો.

'મ્હારાં વડીલ બંધુ સુરેન્દ્ર પાપીની ગુફામાં કેદ પકડાયાના સમાચાર મળ્યા છે.' વિશ્વેશે વાત જણાવતાં કહ્યું.

'બિહારીની ગુફામાં?'

'હાજી.'

ત્યારે તો તે ભયંકર માણસ તેના કટ્ટાશત્રુને જીવંત શાનો રહેવા દે! એક ઉંડા નિઃશ્વાસ સાથે તે બોલી.

'છે તો જીવંત કિન્તુ ભયંકર જોખમમાં તો જરૂર છે, આજે મારો જીવ લેવા પણ નીચ પ્રયત્ન થયો હતો.'

'શું?'

'પારસલમાં ઝહેરી વીંછી મોકલ્યા હતા કિંતુ મેં ન ખોલતા મારા માણસે ખોલતાં તે મરણ પામ્યો, ને હું બચી ગયો, આપ રજા આપો એટલે હું પણ જીવનની માયા ત્યાગી મારા બંધુ પાછળ જાઉં' વિશ્વેશે કહ્યું.

'ભાઇ, એક તો ગયા અને સાથે તું પણ જા. એટલે અમારે પછી કોને આધારે રહેવું? તમારો ધંધોજ ભયંકર અને જીવના સાહસથી ભરપુર છે. માટે હવે તે ધંધોજ છોડી દ્યો. પ્રભુએ આપણને ઘણાપૈસા આપ્યા છે તો બેઠા બેઠા ખાઇશું. એ ગયા તો મારૂં જીવન હવે ભ્રમર વિનાના કમળ સમાન છે. પ્રભો! દુઃખ પર દુઃખ નાખવામાં ત્હારી શી ઇચ્છા છે?' અશ્રુભરી આંખે સુરેન્દ્રની પત્નિ બોલી ઉઠી.

'રડે પાર નહિ આવે અને હિંમત રાખવાથી પણ આપણી કિંમત નહી થાય. જે કાર્ય માથે લીધું છે તે પુરૂ કર્યેજ છુટકો છે. આપણે અભિમાન લેવાનું છે કે મારા વીર બંધુ એક અબળાના શીયળને ખાતર પકડાઇ ગયા છે. વળી તે અબળા બચી જવા પામી છે એ પણ એક અનંદની વાત છે. વળી મારી તો ખાત્રી છે કે

મારા ચાલાક સુરેન્દ્રભાઇનાં રૂળદુપ ભેજામાંથી કાંઇ યુક્તિ નીકળશે કે જેથી તેઓ સહેલાઇથી છટકી જશે અને ગમે તે ભોગે હું પણ આજે ત્યાં જવાનોજ છું.' પોતાની મક્કમતા ધરાવતા વિશ્વેશ બોલ્યો.

'આ પુણ્યી કાર્યમાં વિઘ્ન કરવા નથી ઇચ્છતી પણ જે કાર્ય કરો તે સંભાળપૂર્વકજ કરશો. એક પણ ઉતાવળુ પગલું ન ભરશો. શયતાન બિહારીથી ચેતી ચાલજો. તેની અનેક વિધ જાળમાં અનેક પંખીઓ સહેલાઇથી ફસાઇ જાય છે, પ્રભોને મારી અંતઃપૂર્વક યાચના છે કે સત્યનો જય થાવ અને પાપનો પરાજય.' સુરેન્દ્રની પત્નિ વિશ્વેશનો નિશ્ચય જાણી બોલી.

'રાજકુટુંબ પણ કામલત્તાના નાસી ગયા બાદ તોફાને ચડ્યું છે.' પોતાના દુઃખ સાથે રાજ્યનું દુઃખ સરખાવતો તે બોલ્યો.

'કામલતાં નાસી ગઇ કે તેને પકડી લઈ ગયા ?

'પાપી કામલત્તાનો હાથ બિહારી સાથે પ્રથમથીજ હતો અને હવે પાપનું પ્રકાશન સમય નજીક નીરખી નાસી ગઈ છે. મામલો વધુ ગંભીર બનવાનું કારણ તેજ છે. મારા બંધુને કેદ બનાવવામાં પણ તેનોજ હાથ હોય.' વિશ્વેશે કહ્યું.

'વિજય વરમાળને પહેરી વ્હેલા પધારજો.' વિશ્વેશને ઉભો થતો જોઈ તે બોલી.

'ગૃહની સંભાળ બરાબર રાખશો. પાપીની જાળથી ચેતી ચાલજો કહી પ્રણામ કરી વિશ્વેશ ત્યાંથી બહાર આવ્યો. બહાર નીકળતાંજ કદી ન નીરખેલ તેવા એક વિચિત્ર માણસને વિશ્વેશે ઉતાવળથી જતો જોયો. વિશ્વેશને શંકા પડતાંજ તેની પાછળ

ગયો. પેલો માણુસ ઉતાવળે નવા રાવબહાદુર બિપીનચંદ્રના ગૃહ તરફ ગયો. વિશ્વેશ પણ તેની પાછળ છુપાતો છુપાતો ગયો. કંઇ પણ ડર સિવાય તે બાગમાં ગયો, વિશ્વેશ પણ લપાતો છુપાતો બાગમાં દાખલ થયો. પેલો માણુસ ત્યાં એક ક્ષણુવાર થંભી ગયો અને ઝીણે અવાજે સીટી કરી. સીટી થતાંજ એક બીજો માણુસ ત્યાં આવી પહોંચ્યો બન્નેએ થોડીક વાતો બહુજ ધીરેથી કરી અને પછી એક માણુસ ત્યાંથી મહેલમાં દાખલ થયો. બીજો માણુસ જે સ્થળે વિશ્વેશ ઉભો હતો તે તરફ આવતો હતો. લાગ સાધી પાછળથી ડુચો ભરાવ્યો અને તેને બાંધી લીધો. તેના કપડા પહેરી લીધાં અને તેને એક દવાથી બેભાન બનાવી ત્યાંજ ઝાડોના જુથોમાં ફેંકી પ્રથમ ગએલા માણુસની પાછળ ગયો.

પેલો માણુસ મહાલયમાં બે ત્રણ રૂમ ઓળંગી એક ઓરડામાં દાખલ થયો, અને ત્યાંથી એક દોરડાની મદદથી નીચે ઉતર્યો. વિશ્વેશ પણ તેની પાછળ પડયો અને અંધકારમય રૂમમાં બન્ને ઉતર્યા. ત્યાંથી પેલો માણુસ સુરંગમાં આગળ વધ્યો વિશ્વેશ પણ તેની પાછળ પાછળ ચાલ્યો. લગભગ છ માઇલ સુધી આમ ચાલ્યું. છેવટે વિશ્વેશે એક મજબુત દ્વાર જોયું પેલો માણુસ ત્યાં અટકી ગયો એટલે વિશ્વેશ છુપાઇ ગયો. 'કાલીમાતા' શબ્દ પેલો બોલ્યો અને દ્વાર આંખ મીચીને ઉઘડે તેટલાં સમયમાં તેની મેળેજ ખુલ્લુ થઇ ગયું અને પેલો માણુસ ગયો એટલે બંધ થઇ ગયું. વિશ્વેશ પણ દ્વાર પાસે 'કાળીમાતા' બોલ્યો અને દ્વાર ઉઘડી ગયું.

તેઓ આગળ વધ્યા કિંતુ ફરી એક લોખંડી ભાલાના બારણે તેઓનો માર્ગ અટકાવ્યો પેલો માણુસ 'મનમથ' શબ્દ બોલ્યો કે

દ્વાર તરતજ ઉઘડી ગયું વિશ્વેશ પણ તેજ શબ્દની મદદથી આગળ વધ્યો દરક્ષણે તે વધુ ભયંકર જાળમાં ફસાતો હતો, વળી ચોમેર રહેલા અસંખ્ય શત્રુઓની મધ્યમાં તે એકલોજ હતો તેણે હવે પેલા માણસની પાછળ જવું યોગ્ય ન ધાર્યું લપાતો છુપાતો તે આમથી તેમ ફરતો તે ગુફાનું બારીક નીરીક્ષણ કરતો હતો એટલામાં તેણે હંસાને ત્યાંથી પસાર થતા નીરખી વિશ્વેશ હંસાને બુમ નાખ-વાની તૈયારી કરવા લાગ્યો પણ તેજ ક્ષણે તેણે બિહારીને પણ જતાં નીરખ્યો એટલે તેણે પોતાનો વિચાર મુલતવી રાખ્યો હજુ તો પાંચ મિનિટ પણ નહોતી થઈ તેટલામાં તો કામલત્તાને તેણે નીરખી વિશ્વેશે કામલત્તાને એકલી નીરખી સર્વ હકીકત પુછવાનો નિર્ણય કર્યો અને બોલી ઉઠયો ' કામલત્તા ! '

---

## પ્રકરણ ૧૯ મું.

---

### સ્નેહલત્તા.

---

ચોદિસ પહાડોની હારમાળા મધ્યમાં રહેલી ખીણને એક ભયંકર ગુફા બનાવી રહ્યા હતા. પહાડો જેટલાં દેખાવમાં બિહામણા હતા તેટલાજ અંદરથી હતા થોડે અંતરે કુદરતી પોષણથી ફાલેલાં ફુલેલાં મોટા મોટા વૃક્ષો પોતાની વિશાળ શાખાઓ ચોમેર પ્રસરાવી કેમ જાણે સંતપથી અકળાએલા મુસાફરને બોલાવતા હોય તેમ ભાસતું હતું. સુર્યદેવ પોતાની પ્રખર રશ્મિઓ પૃથ્વીના સુંદર પટપર

ફેલાવી પોતાના પ્રબળ પ્રરાક્રમનું દીગ્દર્શન કરાવી રહયા હતા આ તાપના ત્રાસથી ત્રાસેલા પંખીઓ પણ સ્વોનડોમાં આરામથી બેઠા હતાં આકાશ જેટલું ખુલ્લુ ભાસતું હતું. તેટલીજ મધુરતા તેમાં ભાસતી હતી.

પર્વતોના માર્ગ એટલે પુછવું શું ? શહેરના ડામરના રસ્તા તો ત્યાં થોડાજ હોય છે. ખાડા ટેકરાવાળા એ ભયંકર માર્ગમાં એક માણસ ઉતાવળે ઉતાવળે પોતાનો માર્ગ કરતો હતો. તેના પગમાં કાંઇ ન હોવાથી ડુંગરાઓના નાના પથ્થરો તેના પગમાં ભાલાઓની ગરજ સારતા હતા. તેના મસ્તક પર કંઇ ન હતું. અને તેથી ગરમીના સખ્ત ત્રાસથી તે ગરમ બની તેના મગજને ગરમ બનાવતું હતું. બાલો ખુલ્લાં હતાં તેથી પવનની લહરીઓ તેના પર અદ્‌ભુત મંત્રણા શકિતથી આકર્ષી રહયા હતા ફકત એકજ પાયજામો તથા બદન ભર તે હતો તેની આંખો નિસતેજ જણાતી હતી તેનુ મુખ ફીકકું ભાસતુ હતું અને નયનનું નુર ઝાંખું ઝાંખું ચળકતુ હતું. ભયની રેખાઓ તેના નિસ્તેજ મુખપર ચોકખી જણાઈ આવતી હતી અને ચોમેર ચંચળતાથી દ્રષ્ટિ ફેરવતો તે આગળ વધતો હતો. થાકથી જો કે તે લોથ પોથ બની ગયો હતો છતાં પણ તે આગળને આગળ વધ્યો જતો હતો.

લગભગ તે પ્રમાણે અડધોએક કલાક ચાલ્યો એટલે પર્વતોની બહારના ખુલ્લા માર્ગ પર તે આવી પહોંચ્યો. છુટકારાનો એકદમ ખેંચતા એક ઝાડ નીચે તે આરામ લેવા બેઠો. હજુ તો બેચાર મીનીટ પણ નહી થઇ હોય તેટલામાં તેને એ નિર્જન વનમાં ઝાંઝરનો

રૂમઝુમ ઝણકાર સંભળાયો તેના ચપળ કાનોએ તે સાંભળ્યો અને ચતુર આંખો તે દીશામાં ફરી. ઝપાટાબંધ તે ઝાડપર ચઢી ગયો અને ગીચ વૃક્ષ શાખાઓમાં તે છુપાઈ ગયો.

ઝાંઝરના રણકારને યોગ્ય એક નવયૌવના ત્યાં આવી પહોંચી તેની સાથે કોઈ પણ ન હતું, વળી સોળે શણગાર સજી બનીઠની મુખમાં પાનની પટી રાખી તે તેજ વૃક્ષ નીચે ઉભી રહી. રૂપમાં રંભા સમાન હતી. રેશમી સુંદર સાડીથી તે શોભી રહી હતી. કાળા કેશકલાપો વેણીમાં ગુથેલ હોઇ કાળાનાગ સમાન ભાસતા હતા તેનામાં સુંદરતા હતી મધુરતા હતી યુવાનીનું જોર રગેરગે સ્પષ્ટ જણાતું હતું નયનો મસ્તીથી ભરેલા ભાસતા હતા, રકતના કુંડા સમા તેના ગુલાબી ગાલો વધુ ઓપતા તેતા. હંસીસમી તેની મંદ ગતી હતી તેના કુચ વિભાગો મદભર્યાં મસ્તીખોર હસ્તીની માફક ઉછળી રહ્યા હતા. તેની ચાલ ચપળ હતી મુખપરથીજ તેની ચતુરતા તથા કળા પ્રિયતા વ્યકત થતા હતા.

પેલો માણુસ વૃક્ષપરથી આવી યુવાન યુંવતીને આવા નિર્જન તથા ભયંકર જંગલમાં નીરખી વિસ્મિત બની ગયો. પ્રિયવાંચક ! વધુ સમય તને ગુંચવાડામા ન પાડતા સ્પષ્ટ કરવાની જરૂર છે કે તે માણુસ સુરેન્દ્ર પોતેજ હતો. હંસાની મદદથી નાસી ગયા બાદ તે એ ભયંકર માર્ગે નગર તરફ જતો હતો સુરેન્દ્રે ધ્યાન પુર્વક પેલી રમણીને નીરખી, સુરેન્દ્રે તપાસ કરવાનો નિશ્ચય કર્યો અને અટુલી ઉભેલી એ સુંદરી નજીક જઈ ઉભો. પેલી રમાપણુ સુરેન્દ્રને જેતાજ ચમકી ઉઠી અને બે ડગલાં પાછળ હઠી ગઈ, કિંતુ સ્વસ્થ બની તેણે પ્રશ્ન

કર્યો આવા નિર્જન વગડામાં લુટારાની માફક મોતને ઉતાવળથી આવ્હાન કરનાર કોણ છે ' ?

' પ્રથમ મને જણાવો કે આપ કોણ છો અને આવા ભયંકર વનમાં અટુલા શા કારણે આવ્યા છો ? સુરેન્દ્રે સામો પ્રશ્ન કર્યો.

સુરેન્દ્રનો પ્રશ્ન સાંભળી એક અટ્ટહાસ્ય સાથે તે બોલી બિહારીનું નામ સાંભળ્યું છે ? '

' કોણ બિહારી ! તેના નામથી કોણ અજાણ હશે, ' જરા આશ્ચર્ય પામતા સુરેન્દ્ર બોલ્યો તેને વિચાર આવ્યો કે બિહારી સાથે આને શો સબંધ હશે.

' તો એજ બહાદુર બિહારી પાસે હું જાઉં છું. '

' આપનું નામ ? '

' સ્નેહલત્તા, '

' નિવાસસ્થાન ? '

' સુવર્ણ નગર '

સુવર્ણ નગરનું નામ સાંભળતાંજ સુરેન્દ્ર ક્ષણભર સ્થંભી ગયો ધારીધારીને સ્નેહલત્તાને નીરખી તે બોલી ઉઠયો, ' ત્યારે તો આપ સુવર્ણ નગરના પ્રખ્યાત ગણિકા કેમ ખરૂંને ? '

' હાજી કિંતુ તમારે આ બધી પંચાત શી ? મારો માર્ગ સાફ કરો. ' જરા કડકાઈ તથા આજ્ઞા ભર્યા અવાજે તે બોલી

' સ્નેહલત્તા ! તું મને ઓળખે છે ? '

' ના. '

' હું ડીટેકટીવ સુરેન્દ્ર ! '

'સુરેન્દ્ર ? સુરેન્દ્ર તો બિહારીનો કેદી હતોને ?' પેલી સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

'હતો પણ હવે નથી. હવે તે છુટો છે. આપ બિહારી પાસે શા કાર્યાર્થે જાઓ છો ?' સુરેન્દ્રે હવે ચાવી ફેરવતાં કહ્યું.

'ગણિકા એક માણસને ત્યાં શા માટે જાય ? ધન તથા પ્રેમના ઉપભોગ માટે.' સ્નેહલત્તા! તમે ભુલ્યા. 'પ્રેમ' શબ્દનો પ્રયોગ બિહારી પાસે ન હોય તે તો વિષય લંપટ છે તે સ્નેહલત્તાને નથી ચાહતો પણ તેની યુવાનીને તેના જોબનને અને તેના આ નાશવંત દેહને ' સુરેન્દ્રે સ્નેહલત્તાને ઉશ્કેરતાં કહ્યું.

'બોલ્યું પુરવાર કરી શકો છો ?'

'હા.'

'કેવી રીતે ?'

'કામલત્તા—પ્રધાન પત્ની તેની સાથીદાર છે અને તેનો તે પ્રેમી છે હંસા–પ્રધાનપુત્રી તેની પાછળ તે ગાંડો બન્યો છે. બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓ તો તે સાથે રાખે છે. તેમાં પ્રેમને સ્થાન કયાં છે ? તમે ત્યાં જઈને ખાત્રી કરો. અને પછી સુરેન્દ્રના સત્યાસત્યનો નિર્ણય કરો ' સુરેન્દ્રે કહ્યું.

' શું ત્યારે બિહારી જુઠ્ઠો ! તે તો કહેતો હતો કે મને તે પ્રાણથી પણ અધિક ચાહે છે હમણાં બેચાર દિવસથી નગરમાં નહિ આવ્યો હોવાથી હું તેમને મળવા જતી હતી જો બિહારી જુઠો હોય તો......તો......પછી એક ગણિકા સાથે દાવપેચ રમવાનું ફળ તેને મળવુંજ જોઇએ.' સ્નેહલત્તા ઉશ્કેરાતા બોલી. સુરેન્દ્રને તેજ જોઇતું

હતું અને ધાર્યું સફળ થતું નીરખી ઉત્સાહમાં આવી જઈ તે બોલ્યો 'ધનનો તમો ઉપભોગ ચાહો છો. જોએ બદમાશને કેદ કરવામાં તથા તેના ભેદી સ્થાનમાં લઇ જવામાં મદદગાર બનો તો રાજ્યકોશ તમારે ચરણે આવી પડશે.' સુરેન્દ્ર આટલું બોલી શાંત ઉભો રહયો અને સ્નેહલત્તાના મુખપરના ભાવો વાંચવા લાગ્યો.

સ્નેહલતાની આંખો ક્રોધથી રક્તવર્ણી બની ગઇ હતી તેના નસકોરાં અભિમાનની આગથી સળગી રહ્યાં હતાં. તેનું રતિનું રૂપ ભૈરવીમાં બદલાઈ ગયું. બિહારી પરનો તેનો પ્રેમ ક્યાંયે નાસી ગયો તે બોલી ઉઠી. સુરેન્દ્ર! જો બિહારી મારી સાથે બેવફા નીવડશે તો તેનું ફળ તેને મળશેજ. હાલ તો હું બિહારી પાસેજ જઇશ કિંતુ જો તારી બાતમી સાચી હશે તો આપને આવી મળીશ અને તેનો નાશ કરવામાં તમને મદદકર્તા બનીશ અને મારા વૈરનો બદલો જરૂર લઇશ.'

'મારા અક્ષરે અક્ષર સત્ય છે જે માણસ પોતાનો સ્નેહ એક અબળા પર ન રાખતા દરેકને ફસાવતો ફરે છે તેની દશા તેવીજ થવી જોઇએ. આપના જેવી સુંદરીઓના જીવનને ધુળ કરનાર એ બિહારીને યોગ્ય બદલો મળવોજ જોઇએ.' સળગતી ભઠ્ઠીમાં તેલ રેડતાં તેણે કહ્યું.

સુરેન્દ્રની રજા લઇ સ્નેહલતા ત્યાંથી ચાલી ગઇ, તેના ગયા પછી સુરેન્દ્ર ખડખડાટ હસી પડયો તેણે સળગતું લાકડું બિહારીની બોડમાં નાખ્યું જો કે સુરેન્દ્ર બિહારીની ગુફાનો માર્ગ પ્રધાનગૃહમાંથી જાણતો હતો પણ સંપુર્ણ માહિતી ન હોવાથી આ મળતી તકનો

લાભ લેવો તેણે યોગ્ય ધાર્યો તેનો થાક તો ક્યાંયે નાસી ગયો હતો. તેને લાગ્યું કે જાનને જોખમે પણ તેને સફળતા પ્રાપ્ત થતી હતી, 'પ્રભુ જે કરે તે સારા માટે' એ ન્યાયે તે કેદ બન્યો તો પણ સારા માટેજ કારણ કે તેથી તે હંસાનો પત્તો મેળવી શક્યો હતો અને બિહારી વિરૂદ્ધ સ્નેહલત્તાને ઉશ્કેરાવવામાં પણ ફાવ્યો હતો.

હવે આરામથી તે વૃક્ષ નીચે બેઠો થોડો સમય વિશ્રાંતી લઈ તે આગળ વધવા લાગ્યો તેના મગજમાં અનેક અવનવા વિચારો પસાર થતાં હતાં તેની ખાત્રી થઇ હતી કે બિહારીના નાશનો સમય હરઘડી નજીક આવતો હતો બીહારીની ભયંકર ગુફાના થોડાઘણા ભેદો તો તેને જાણ થઇ ગયા હતા અને તેની ગોઠવેલી જાળમાં જો સ્નેહલત્તા ફસાય તો વધુ નફો હતો. વળી ગુફામાં હંસાની મદદની પણ તેને આશા હતી એટલે હવે તેથી સુરેન્દ્ર ગજગજ ફુલાતો ફુલાતો અગવડતાની પરવા કર્યા સિવાય પોતાનો માર્ગ નગર તરફ કરતો હતો.



## પ્રકરણ ૨૦ મું.

### ઝગમગતા દીલ

બિહારીની ભયંકર ગુફામાં બહાદુર વિશ્વેશ સુરેન્દ્રને ખાતર પ્રાણની પરવા વિના ઘુસી ગયો હતો. તે આપણે નીરખ્યું અટુલી કામલત્તાને નીરખી વિશ્વેશે તેને બુમ પાડી. વિશ્વેશની બુમથી કામલત્તા ચમકી ગઈ તેણે પાછળ દ્રષ્ટિ કરી તો કોઇને જોયું નહિ. એટલે મનની ભ્રમણા ધારી તે આગળ વધવા લાગી એટલામાં ફરી બુમ આવી 'કામલત્તા' કામલત્તાએ પોતાની તેજસ્વી ચક્ષુઓ ચોતરફ ફેરવી તો એક ખુણામાં વિશ્વેશને છુપાઇ ઉભેલો જોયો. વિશ્વેશને જોતાજ તે ચમકી ઉઠી, એક ક્ષણભર ત્યાંજ સ્થંભી ગઇ વિશ્વેશ પણ કામલત્તાને બે બાકળી બનેલી નીરખી તેની નજીક ગયો.

'કામલત્તા, આપ અહીંજ છો?' વિશ્વેશે મર્મમાં પ્રશ્ન કર્યો.

'હા, પણ વિશ્વેશ, તું અહીં કયાંથી? આ ભયંકર ગુફામાં તારો માર્ગ કેમ કર્યો?' કામલત્તાએ તદન જુદોજ પ્રશ્ન પુછતાં કહ્યું.

'આપના પ્રતાપે હું અહીં આવવા પામ્યો છું. પાપીબિહારી આપને ઉપાડી ગયો ત્યારથી પ્રધાનજી બેચેન રહે છે તો આપની તપાસમાં હું અહીં આવ્યો છું.' વિશ્વેશે તોપ મારતા કહ્યું.

'પ્રધાનજીની તબીઅત કેમ છે?' કામલતા ડોળ કરતા બોલી

'શું વાત કરૂં? જેમ જળવિનાની માછલી તરફડી મરી જાય છે અને જળ વગરના કમળ સુકાઇ જઇ કિંમતહીન બને છે તેવીજ-

રીતે આપની ગેરહાજરીમાં પ્રધાનજી દિનપ્રતિદિન નબળા બનતાં જાય છે. તેઓ ખાતાપીતા નથી. રાજ્ય કારભાર પણ ચલાવતા નથી ફક્ત આપના નામની માળા ચોવીસે કલાક ફેરવે છે. સુતા પણ તેમને સુખ નથી જો તેમનાંજ શબ્દોમાં કહું તો આપના વિના તે થોડાજ સમયમાં સ્વર્ગવાસી થવાનો સંભવ છે.' વિશ્વેશે કામલતાનું પાણી માપવા માટે ઉપરની વાત કરી.

'એમ કે ? પણ બિહારીની ગુફામાંથી છુટવું શી રીતે ? વિશ્વેશ ! ચાલ મ્હારી સાથે આપણે નાસી જઈએ.' એક ક્ષણભર વિચાર કરી કામલતા બોલી.

તેઓ બન્ને થોડે દુર ગયા હશે તેટલામાં તો કામલતાએ એક ભેદી ચાવી દબાવી વિશ્વેશ તેજક્ષણે એક લોખંડી પાંજરામાં પુરાઈ ગયો કામલતા ખડખડાટ હસી પડી તે બોલી ઉઠી 'કેમ વિશ્વેશ ! બિહારીની મહેમાનગતી ચાખવાની મજા આવશેને ?'

પાપીણીની પ્રયુંક્તીથી પંજામાં પડેલો વિશ્વેશ બોલી ઉઠયો; 'કામલતા ! તમે મારી સાથે દગો રમો છો. જે માણસ તેના જીવનને જોખમમાં નાખી ફક્ત તમારેજ ખાતર અહીં આવ્યો છે તેની સાથે તમે આવી રીતની ચાલબાજી ચલાવો છો ? મેં જે જે જોખમો ખેડયાં છે તે સર્વ તમારેજ ખાતર અને તમારા પ્રિયતમના સુખને ખાતર તેનો તમે આવો બદલો વાળો છો ? ઉપકારનો બદલો અપકારથી વાળવા ચાહો છો ? અમૃતના બદલામાં ઝહેર આપશો ? સ્નેહના પાનને બદલે વેરના સળગતા 'ભડકા સળગાવવા ઈચ્છો છો ?'' વિશ્વેશ બોલી ઉઠયો.

'ડીટેક્ટીવના ચાલાક સાથીદાર! તું શું મને એમ બનાવી જઈશ? તું શું મને એટલી બધી પાગલ અને આંધળી માને છે? ત્હારાથી ભાગ્યેજ અજાણ્યું હશે કે હું બિહારીને ચાહું છું અને નહિ કે પ્રધાનને બિહારીને ખાતર આ સર્વ જાદુઈ જાળ હતી હવે તો જીંદગી સુધી તું તથા સુરેન્દ્ર અહીંજ સડયા કરો સ્નેહ તથા ઉપકાર માટે તારા જેવા ભલા માણસો કામ કરવા નીકળી પડયાં છે તે મારાથી છાનું નથી બિહારીની છકકડ તો હવેજ માલૂમ પડશે કામલતાએ પોતાનું પોત પ્રકાશતાં કહ્યું.

'ઓહ! આહું શું સાંભળું છું. એક ધર્માત્માની રમા એક વ્યભીચારીની પત્ની થવા માટે આવા ભયંકર કૃત્યો કરે છે તેનો સાક્ષાત્કાર તો આજેજ થયો ગરીબ બિચારા અમાત્યજી ત્હારે માટે પોતાનો પ્રાણ પાથરવા તૈયાર બન્યા છે ત્યારે તું જુદીજ બાજી ગોઠવી રહી છે. કામલતા! એટલું કદીએ ન ભુલતી કે વિશ્વેશ પોતાના જીવનની જરાયે પરવા કરતો નથી પણ અન્યના સુખ દુ:ખની તો હું જરૂર પરવા કરૂં છું. મને તારો કે તારા બિહારીનો ડર નથી પણ પ્રભુનો ડરતો મને લાગે છે. કદાચ વિશ્વેશને બંધનમાં નાખી તું ખુશી થતી હોઇશ પણ એટલું યાદ રાખજે કે તારા સીતમની ચક્કીના અવાજથી નગરજનો જાગ્યા છે ને અનેક માણસો હવે જુલ્મીની જુલ્મી રીતે સામે છે. ત્હારા ભેદો ગમે તેટલાં ભયંકર હોય, છતાં પણ જ્યારે કુદરત રૂઠશે ત્યારે વ્યર્થ જશે. અને તમારા પાપનો બદલો તમને મળશેજ' વિશ્વેશ ક્રોધથી બોલી ઉઠયો.

'પાપની પરવા નથી છે એક ફકત બિહારીની,' કામલત્તાએ કહ્યું.

'પરવા રાખે પાપ જો પરવા નહી છે પાપની, વિશ્વેશ ત્રાડી ઉઠયો.

'મમ કોપની જ્વાળા થકી પાપ નિરંતર નાસતું' કામલત્તા બોલી ઉઠી.

'કહે નાસતું ના પાપ. પણ પુન્ય તુજથી ભાગતું.' વિશ્વેશે યોગ્ય જવાબ આપ્યો.

'ચુપકર નાદાન! હદ ઉપરાંત લબાડી કરવાનું ફળ ભયંકર નીવડશે માની લે કે આ કાળીમાતા પાપ પુન્યને સમજતી નથી આનંદ કરવો મોજમાણુવી એજ તેનો ધર્મ છે ત્હારા કોપની મને લેશ પણ પરવા નથી ત્હારા જેવા શત્રુને છુટો રાખવો એજ સાચું પાપ છે. હવે બિહારીનો સપાટો જોજે તારી નજર સામેજ બિહારી રાજા બનશે ને હું રાણી બનીશ કામલત્તા રાજી થતા બોલી.

'દુષ્ટ! રાજારાની થવાના તો હવે સ્વપ્નાં સેવવાંજ બાકી છે. જ્યારે તમારા જેવા અધમ અને નીચ માણસો પ્રજાપતિ બનશે ત્યારે પૃથ્વી રસાતાળ જશે આકાશ અવનીસ્થાને આવશે, સ્વર્ગ નરક બનશે અમૃત ઝહેર બનશે અને સુર્ય અંધકારને આપનારો બનશે પાપીણી! ત્હારા પાપ કાર્યથી તો હવે ધરતી માતા ત્રાસી ઉઠી છે અને પોકાર કરે છે કે પૃથ્વી પરનો પાપનો ઘડો જલદી નાશ કરો. તમારા હવાઇ કિલ્લા આકાશમાં ચણાઇ રહે તે પહેલાં તેનો વિનાશ કરનાર પોતાની ઇચ્છાઅર લાવશે' રાજારાણી થવાની વાત સાંભળતાજ વિશ્વેશ ક્રોધથી બોલી ઉઠયો.

'ખરી ખુબી તો ત્યારેજ જણાશે કે જ્યારે અમારી ઇચ્છાની પુર્ણાહુતી થશે અને તમારા જેવા નામર્દ મફતનું ખાનારાઓનો એકી સાથે વિનાશ થશે' કામલતા બોલી ઉઠી.

'પ્રભુ એવો સમય ન આપો.' વિશ્વેશે આંખો મીચી ઉંચુ નીરખતાં કહ્યું.

વિશ્વેશ સાથે વધુ વાત ન કરતાં કામલત્તા ત્યાંથી રવાના બની ગઇ. કામલત્તાને વિશ્વેશ પર વૈર ન હતું કિંતુ હાથમાં આવેલા શતરૂને જવા ન દેવો એજ તેની ઇચ્છા હતી કિંતુ વિશ્વેશે તેની સાથે જે વ્યવહાર કર્યો હતો તેથી તેને અપમાન લાગ્યું હતું. વળી બિહારીના નિયમ પ્રમાણે આવેલા શતરૂને કદી પણ જવા દેવામાં આવતો નહિ. વિશ્વેશની મુન્જવણની સીમાન હતી કારણ કે તેનો સાથીદાર સુરેન્દ્ર પણ કેદી હતો એટલે હવે છુટવાની અથવા તો બિહારીની ધરપકડની આશા નહોતી વળી પાપીની ગુફામાંથી બીજી કોઇ રીતે છુટવાનો સંભવ બહુજ ઓછો હતો.

કામલત્તા વિશ્વેશનું કાર્ય પતાવી ઝપાટાબંધ ત્યાંથી હંસા તથા બિહારીની પાછળ ગઇ. લગભગ તેજ સમયે એક બીજી અબળા પણ તેની પાછળ ઝપાટાબંધ રવાના થઇ ગઇ.

જે રૂમમાં બિહારી તથા હંસા બેઠા હતા તેજ રૂમના એક ભાગમાં કામલત્તા સંતાઇ ગઈ ને કામલત્તાનું ધ્યાન ચુકાવી ત્યાંના બીજા ભાગમાં પેલી રમણી છુપાઇ ગઇ અને બિહારી તથા હંસા વચ્ચે થતી વાતો ધ્યાનપુર્વક સાંભળવા લાગ્યા.

'હંસા! હવે વધુ ન તલસાવતા મ્હારી સાથે લગ્ન કરી આપ તહારા કહેવા પ્રમાણે મ્હેં દારૂ—કે જે મ્હારા જીવનનો ઉલ્લાસ હતો

તેને પણ ત્યજ્યો છે ત્હારા સિવાય બીજી રમાની સોબત પણ મેં છોડી દીધી છે અને ક્રુર કામો પણ તિલાંજલીને પામ્યા છે. બિહારી બોલી ઉઠયો.

'બીહારી ! ત્હારી વાત સાચી છે, તુંજ મ્હારો પ્રાણેશ છે અને તનેજ મારો પતિ બનાવવા મેં નિર્ધાર્યું છે. કિંતુ તપાસ કરતાં મને ચોક્કસ માલુમ પડયું છે કે હજુ તેં સુરાને ત્યજી નથી, પરસ્ત્રી સંગ છોડયો નથી અને નામર્દાઇના કૃત્યો હજુ ચાલુ રાખ્યા છે. હું તો ત્યારેજ લગ્ન કરૂં કે જ્યારે ભયંકર બિહારી સજ્જન બને ત્યારે.' હંસાએ પોતાની ઇચ્છા વ્યકત કરી.

'હંસા, મ્હારી ક્રુરતા હવે નાશ પામી છે.'

'તમે તદ્દન જુઠ્ઠું બોલો છો.'

'સાબીત ?'

'સાબીત, એજ કે તમે હજુ કામલત્તાને આશરો આપ્યો છે. જો સાચા સજ્જન બનવું હોય તો આજેજ તમારી સર્વ સંપતી લઇ મહારાજાને ચરણે ધરો. તેની ક્ષમા માગો. જેની મીલ્કત હોય તેને પાછી આપો અને તે આપે તે શિક્ષા ભોગવવા તત્પર બનો.' હંસાએ માર્ગ દર્શાવ્યો

'એટલે શું તું મને નામર્દ બનાવવા ચાહે છે ?' અન્યની દયા તથા ભીખ માગતા શીખવાડે છે? અને મને મરણ પામેલો જોવા ઇચ્છે છે ?' બિહારીએ સામા પ્રશ્ન કર્યો.

'નહિ હું મ્હારા નાથને વીર જોવા ચાહું છું. અન્યની દયા માગતા નથી શીખવાડતી કિંતુ ભુલનો પશ્ચાતાપ કરતા શીખવાડું છું

અને તમને મરણ પામેલા નહિ કિંતુ જીવત અવસ્થામાં જોવા હું ઇચ્છું છું.' હંસા બોલી ઉઠી.

'તો પછી આમ શા માટે બોલે છે?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'મ્હારા ભવિષ્યના દેવ! જીવંત મનુષ્ય શ્વાસોશ્વાસ લેતો હોય તે નથી કિંતુ સુકૃત્ય કરનારજ જીવે છે. પશુપંખીઓ પણ જીવે છે અને મનુષ્યો પણ જીવે છે, તેમાં ફેર શો? નાક ગયું, આબરૂ ગઇ તો પછી જીવતા છતા મરણ પામ્યા સમાન છે તમારે બંન્ને ગયું છે એટલે તમે મરેલાં સમાન છો. અને જો જીવતા થવું હોય તો મેં દાખવેલો રાહ પકડયો વીરની વીરતા ગરીબોના દમનમાં નથી કિંતુ તેઓને મદદ કરવામાં સમાએલી છે. ભુલને સુધારવી તેમાં જરાયે પાપ નથી.' હંસાએ વિસ્તારથી પોતાના વચનો સમજાવ્યાં.

'હંસા! જો ત્હારે બદલે બીજું કોઇ આ શબ્દો બોલ્યું હોત તો કયારનોએ તે પરલોક પામ્યો હોત. ત્હારૂં આ જ્ઞાન મને ન જોઇએ.'

'શા માટે સમય લગાડો છો? અન્યની માફક હંસાનો નાશ કરવાને તમને કોણ અટકાયત કરે છે? ખુશીથી આનશ્વર દેહનો વિનાશ કરો. કિંતુ બિહારીને પાછી જોવા હું જીવી શકીશ નહિ.' હંસા બિહારીની આંખો સામે નીરખી બોલી ઉઠી.

'હંસા! હંસા!! તું કેવું બોલે છે? તું તો મ્હારૂં જીવન છે. મ્હારી ભવિષ્યની મહારાણી છો.' બિહારી ગળગળા અવાજે બોલી ઉઠયો

'નહિ હંસા કદિ મહારાણી નહિ બને પાપ માર્ગે રાણી બનવા કરતાં સત્ય પંથની ભીખારણ હું વધુ પસંદ કરૂં છું, આજે મહીનાઓ થયાં હું તમને ઉપદેશ આપું છુ પણ પત્થર પર પાણી

એ ન ભુલતાં કે તમારે ખાતર હંસા અહીં છે નહિ તો સુરેન્દ્ર સાથ હંસા ક્યાનીયે તેના પિતા પાસે પહોંચી ગઇ હોત.' હંસા બોલી ઉઠી.

'સુરેન્દ્ર નાસી ગયો ?' બિહારી આશ્ચર્ય સાથે બોલી ઉઠયો.

'હા.'

'તેને નસાડનાર કોણ ?'

'હંસા.' મક્કમતાથી હંસા બોલી ઉઠી

, હંસા ! ઓ હંસા ! ! તું શું કરી રહી છો તેનું તને ભાન છે ? તું મ્હારૂ ભલુ નથી કરતી પણ બુરૂ કરે છે. મારા કટ્ટા દુશ્મનને છોડાવવામાં ત્હેં મહાન ગંભીર ભૂલ કરી છે. મારી ગુફાનો જાણીતો બનેલો સુરેન્દ્ર હવે થોડા સમયમાંજ મ્હારો પત્તો મેળવશે.' બિહારી પોતાન સ્થાનથી ઉભો થઈ બોલી ઉઠયો.

'બિહારી ! હું એજ ચાહું છું કે તને પાપની શિક્ષા મળે.' હંસા સ્મિત સાથે બોલી.

'ચુપકર' હંસા !' બિહારી હંસા નજીક દોડી ગયો. તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ હતી. ઘડીભર ના બિહારી કરતાં અત્યારનો બિહારી જુદોજ ભાસતો હતો. ભુખ્યા વરૂની માફક તેણે હંસાને પકડી હંસા પણ શાંત રીતે ઉભી રહી. 'મ્હારા દુશ્મનોની સાથ કરતી તું...તું...ભયંકર પ્રેત છો.' બિહારીએ હંસાને પોતાના વજ્ર હસ્તોમાં અદ્ધર ઉપાડી અને ત્યાંથી દૂર ફેંકી. છતાં પણ હંસા તો શાંત રહી તે બોલી નહિ. અદ્ધરથી પડવાથી તેને સખ્ત વેદના થતી હતી. હંસાને શાત નીરખી બીજીએલાં બિહારી તેની વધુ નજીક ગયો. અને ત્રાડી ઉઠયો, , હંસા !'

'આજ્ઞા દેવ !'

' શા માટે મ્હારા દુશ્મનને છુટો કર્યો ? '

' આપને સત્યને પંથે ચડાવવા. સત્યનો વિજય કરાવવા. ' હંસા પ્રથમ જેટલીજ શાંતીથી બોલી.

' કોની આજ્ઞાથી ? '

' મ્હારા હ્રદયની, આત્માની. '

' ચુપ ! ' બિહારીએ ભાનભુલી હંસાને એક લાત લગાવી દીધી. છતાં હંસા કંઇ પણ બોલી નહિ. ગુસ્સાના આવેશમાં આવેલો બિહારી ત્યાંથી એકદમ બહાર ચાલી ગયો. દુઃખી હંસા પાપીની લાત ખાવા છતાં બોલી ઉઠીઃ ' પ્રભો! બિહારીને સદ બુદ્ધિ અર્પો ! '

---

## પ્રકરણ. ૨૧. મું.

---

### પાપીની પાછળ.

---

જ્યારે વધે છે પાપ, પાપી બહુ અકળાય છે;  
જે જે ભરેલું વિષ, તે તે બધું દીખલાય છે.  
આવ્યો નજીક છે અંત, જાણે છતાં ફફડાય છે.  
દેખીને યમદુત, ક્રોધી વધારે થાય છે.

પાપીના વિનાશને માટે તત્પર બની ગએલો સુરેન્દ્ર ઝપાટાબંધ પોતાનો માર્ગ કાપતો સુવર્ણનગરની હદમાં આવી પહોચ્યો. કેટલાક ગામડીઓને પુછી જોતા જણાયું કે રાજકાર ભારમાં ઘણીજ અંધાધુંધી ચાલતી હતી. મહારાજા પોતે કેટલીક વખત ચોકી પહેરાની તપાસ માટે નીકળતા પણ બિહારીનો પત્તો લાગતો ન હતો. આથી

મહારાજા વધારેને વધારે અકળાતા હતા. રમેશ પણ કામલત્તાના ગયા બાદ રાજકારભારમાં બરાબર ધ્યાન આપી શક્તો ન હતો.

પ્રથમ તો સુરેન્દ્ર પોતાને ગૃહે જવાં ઉપડયો. નગરમાં પગ મુકતાજ પાપીને સંહારવા તત્પર બનેલા વીરને નગરજનોની મેદનીએ ઘેરી લીધો. એક ક્ષણમાં તો સુરેન્દ્રના છુટા થયાની વાત વીજળીને વેગે નગરમાં પહોંચી ગઇ. નરવીરના દર્શને માનવોના ટોળે ટોળા ઉતરી આવ્યા. આબાલ વૃદ્ધ તેનું મુખારવિંદ નીરખી હર્ષીત બની ગયા.

સુરેન્દ્રના મહાલયના દ્વાર પાસે આંખમાં હર્ષના અશ્રુ સહીત એક યુવાન રમા કરમાં સુગંધી પુષ્પનો હાર રાખી કાગને ડોળે જાહેર રસ્તા પર નીરખતી હતી. તેનું વદન પ્રફુલ્લિત જણાતું હતું. શરીર કૃશ હતું છતાં પણ આનંદી અને તેજસ્વી ભાસતું હતું. એટલામા તો સુરેન્દ્ર ત્યાં આવી પહોચ્યો, હજારો મનુષ્યોની ગગન ભેદી જય ધ્વનીના પોકાર સાથે તે રમાએ સુરેન્દ્રના ગળામાં હાર પહેરાવ્યો, સુરેન્દ્ર ગૃહમાં દાખલ થયો અને લોકો વીખરાઇ ગયા.

સુરેન્દ્રે પોતાની પત્ની તરફ સ્નેહભરી દ્રષ્ટિ કરી. તે રડી પડી સુરેન્દ્ર તેનો કરકમળ ઝાલી દિવાનખાનામાં તેડી ગયો. પોતાની નજીક બેસાડતાં તે બોલી ઉઠયો ' સુભ્રે ! રડે છે શા માટે ? મ્હારી ગેર હાજરીમાં તારૂં વદન કેટલું કૃશ બની ગએલું છે ? અરે હા ! પણ વિશ્વેશ કેમ દેખાતો નથી.

પ્રાણેશ ! વફાદાર વિશ્વેશ તમારી તપાસ માટે પાપી બિહારીની ગુફામાં જીવન મરણની પ્રતિજ્ઞા લઇ અહીંથી ગયો છે મેં ઘણો

વાર્યો, પણ તેણે તો તમને છોડાવવાની હઠ પકડી તેને ગયાને પણ ઘણો સમય થયો છે હજુ કશો પણ પતો નથી કદાચ પાપીથી પરાધીન બન્યો હોય.' આંસુ લુછતાં તે બોલી ઉઠી.

'ચિંતા નહિ દમનના કોયડા ચલાવના એ નરાધમનો નાશ નજીક આવ્યો છે. વિશ્વેશ પણ થોડા સમયમાં જો સહીસલામત હશે તો પાછો ફરશે હવે સુરેન્દ્ર ગમે તે રીતે બિહારીનું બળ ઉતારશે' વિશ્વેશની કથની સાંભળી સુરેન્દ્ર બોલી ઉઠયો.

'ત્યારે શું હજુ તમે બિહારીની પાછળ જવાના છો?'

'જરૂર. જે કાર્ય હાથમાં લીધુ તે સંપુર્ણ કર્યેજ છુટકો છે.' સુરેન્દ્રે મક્કમતાથી કહ્યું.

'નહિ હવે હું તમને મરણના મુખમાં જવા કદિ પણ નહિ દઉં એકવાર તો દગો આપી ગયા કિંતુ મહામુશીબતે મારા સૌભાગ્યનો હીરલો પાછો મળ્યો તેને હવે ફરી કેમ જવા દઉં?' સુરેન્દ્રની પત્નીએ જણાવ્યું.

'હવે તો વિજય દેવીને વરવા જવાનું બાકી છે. જરાપણ ગભરાવાની જરૂર નથી. પાપીના સર્વ ભેદ મેં જાણી લીધા છે ને સમસ્ત સેના સાથે હવે વિજય ડંકો વગડાવવા જવાની જરૂર છે. વફાદાર વિશ્વેશનો પણ છુટકારો જરૂરી છે.' સુરેન્દ્રે તેણીના ગાલ પર ધીરેથી હાથ મારતાં કહ્યું.

'મ્હારી તો ખાત્રીજ છે કે તમે તમારીજ ઇચ્છા પ્રમાણે વર્તવાના.'

'કમળનયની! તું ભારતની વીરાંગના છે. ભારત તેના બળે તથા પરાક્રમ માટે અભીમાન ધરાવે છે. તેમાંયે ભારતી વીરાંગનાઓએ

તો ભલભલાના માનમોડી નીચા નમાવ્યા છે, તો આવા વીર ભારતમાં જન્મધારી તું ડરપોક બને એ લજ્જાસ્પદ છે.હિંમત રાખ સત્યનો સદા વિજય છે.' સુરેન્દ્ર બોલી ઉઠયો.

'ધન્ય મ્હારા મુગટ મણી! તમારા જેવા સ્વામીનાથ મળવા માટે હું ધન્ય બની છું. આપ ખુશીથી સીધાવો પણ વ્હાલા વહેલા પધારજો.' આંસુભર્યાં આંખે તે બોલી ઉઠી.

'શાબાશ પ્રિયા! ત્હારા જેવી મજબુત મનની જો ભારતી વીરાંગનાઓ બને તો ભારતનો સદાયે વિજય કાળ વર્તશે અને કદિ પણ પરતંત્રતાની બેડીમાં જકડાશે નહી, હાલ તો રાજમહાલયમાં જરૂરી કામકાજને અંગે જઉં છું, સુરેન્દ્રે પોતાની અર્ધાંગનાને એક ગાઢ આલીંગન આપી ત્યાંથી રાજમહાલયમાં ગયો.

મહારાજાને તથા રમેશને સુરેન્દ્રના આગમનના સમાચાર મળ્યા હતા, તેઓ સુરેન્દ્રને બોલાવવાની તઇયારીમાંજ હતાં, તેટલામાં તો તે પોતે ત્યાં આવી પહોંચ્યો.

'વીર વર! પધારો!' બન્ને જણુ સુરેન્દ્રને બેસવાની જગ્યા આપતા બોલી ઉઠયા.

'અમર તપો સુવર્ણ નગરાધિપતિના ઝળકતા રાજ અન્નદાતા! સર્વ કુશળ છે ને?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'સુરેન્દ્ર! કુશળતા તો બિહારીના નામની સાથે ગઇ. તોફાને ચડેલું નાવ વધુ તોફાની બનતું જાય છે. નીત્ય બે પાંચ ખુન તથા લુટની વાતો આવ્યાજ કરે છે. નગરજનો તેના ત્રાસથી ત્રાસી ઉઠયા છે.' રમેશદત્ત બોલ્યા 'અધુરામાં પુરૂ શ્રી કામલતાદેવીને બિહારી

ઉપાડી ગયો છે. તેઓ હાલ દેખાતા નથી. વિશ્વેશનો પણ પત્તો નથી.' મહારાજાએ જણાવ્યું.

'બધુ બરાબર બન્યુ છે. બિહારીનો સર્વ પત્તો લાગ્યો છે ને હવે એકાદ બે દિવસમાં તેના નાશનો કાળ આવી પહોંચશે. હંસાબાનો પણ પતો લાગ્યો છે. કામલતાદેવી પણ હાજર છે.' સુરેન્દ્રે શાંતીથી કહ્યું.

'સુરેન્દ્ર! તું શું બોલે છે તે સમજાતું નથી. તપાસ કરી કરી થાકયા પણ કોઇનો હેવાલ નથી, અમને પ્રથમ ત્હારો ઇતિહાસ જણાવ. પછી આપણે વિચારીશું કે હવે શું કરવું.' દત્તે કહ્યું.

'જી, જેવી આજ્ઞા. મહારાણી પાસેથી ચીઠ્ઠી લઇ હું કામલતા પાસે ગયો. તેઓએ મને એક ચીઠ્ઠી આપીને કેટલીક સુચનાઓ પણ આપીને બિહારીની ગુફામાં જવાનો માર્ગ દાખવ્યો.'

'ત્યારે કામલતા બિહારીની સાથે હતી?' પ્રધાન બોલી ઉઠયો.

'જીહા. મેં આપને પ્રથમથીજ જણાવ્યું હતું કે તેઓ પણ આમાં સંડોવાએલા હતા. હાલ તેઓ બિહારીની ગુફામાં તેની સાથેજ રહે છે.' સુરેન્દ્રે જણાવ્યું.

'ઓ પ્રભો! ઉપરથી પ્રેમાળ જણાતી નાગણ અંદરથી વિષમય હશે તે તો મેં આજેજ જાણ્યું. એક નિશ્વાસ સાથે રમેશ બોલ્યો.

'કેટલાક ભયંકર રસ્તાઓ કામલતાએ જણાવેલી કળાઓથી ઓળંગી હું આગળ વધતો હતો તેટલામાં મેં દિલાવર તથા બીજા ચાર શબ ત્યાં પડેલા જોયા. તેની મધ્યમાં એક રમણી બેઠી હતી. અને બિહારીએ અબળા પર બળાત્કારની તૈયારી કરતો હતો, મારાથી ન રહી શકાયું. મ્હેં બિહારીને જખ્મી કર્યો. કિંતુ તરતજ હુ કેદ પકડાયો. મારી બહુજ વિનવણીથી તે સ્ત્રીને તેણે સહીસલામત જવા

દીધી. બિહારીએ મને તમને બેવફા થવાની પ્રતિજ્ઞા પર છોડવાનું જણાવ્યું પણ મેં તો ચોકખી ના પાડી એટલે મારા પર જુલ્મ ગુજારવાનું શરૂ કર્યું. ગઈકાલ સુધી હું ત્યાંજ હતો. ગઇરાત્રે અચાનક હંસાબા આવ્યા. તેઓએ મને છુટો કર્યો અને બહાર જવાનો માર્ગ બતાવ્યો.'

'કહે કહે, સુરેન્દ્ર! ત્યારે મારી હંસા શું હજુ જીવતી છે? બિહારીના અત્યાચાર સામે તે કેવીરીતે બચાવ કરે છે!' રમેશ ભાનભુલી બોલી ઉઠયો. હંસાનું નામ સાંભળતાંજ તેના અંગેઅંગમાં પ્રેમનાં ઝરણાં ઉભરાઇ આવ્યાં.

'પ્રધાનજી! હંસા આનંદમાં છે. મેં તેને મારી સાથે નાસી આવવાનું જણાવ્યું પણ તેઓએ ચોકખી ના પાડી અને જણાવ્યું કે બિહારીને તે ચાહે છે. હજુ લગ્ન નથી કર્યા. બિહારીએ લુટફાટનો ધંધો છોડી દેવાનું વચન આપ્યું છે. ટુંકમાં હંસાબા બિહારીને સન્માર્ગે ચડાવી તેના જીવનને અમૃતમય બનાવવા ઇચ્છે છે. મ્હારા આગ્રહ છતાં પણ તેઓ મારી સાથે ન આવ્યા.' સુરેન્દ્રે જણાવ્યું.

'શાબાશ! ગમે તેમ તો પણ રમેશદત્તની બાળા! કેવી ભીષણ પ્રતિજ્ઞા. બિહારીનો દીનમાન ચડતો હોવો જોઇએ કે હંસાનો હસ્ત મેળવવા ભાગ્યશાળી બન્યો. ચાલાક હંસા પોતાના મધુર શબ્દોની મોહીનીથીએ ભાન ભુલી ભ્રમીત પાપાત્માને જરૂર સુપંથે ચડાવવામાં ફાવશે.' મહારાજા બોલી ઉઠયા.

'હું પણ તેમજ ધારૂં છું. નગર તરફ આવતા સ્નેહલતા નામની એક રમાનો મને મેળાપ થયો. તે પણ બિહારીની રાખેલ હોઈ તેની

ગુફામાં જતી હતી. બિહારીની બદચાલ વિષેનું વિષ તેને રેડી મેં આપણી સાથે લીધી છે. એટલે હવે તેની મદદ માંગતાંજ આપણું કાર્ય સહેલું બનશે. હવે તો આપ આજ્ઞા કરો એટલે એક મોટી સેના સાથે ઘેરો લઇ જઉં અને બિહારીને હાજર કરૂં.' સુરેન્દ્રે વાત પુરી કરતાં જણાવ્યું.

શાબાસ સુરેન્દ્ર! છેવટે તેં સર્વ ભેદ શોધી કાઢયો જણાય છે. તારી વિશ્વવિખ્યાત વીરતા એક વધુવાર તેં બતાવી આપી છે. તે માટે ધન્યવાદ ઘટે છે. આવતી કાલેજ તમે લશ્કર લઈ રવાના બનો.' મહારાજાએ જણાવ્યું.

અન્નદાતા! પણ પેલા નિર્દોષ સુરેશ તથા વિનાયકને છુટા કરવાની જરૂર છે. બિહારીની આજ્ઞાથી કામલતાએ તેઓ પર ખોટું આળ ચડાવ્યું હતું.' સુરેન્દ્રે કહ્યું.

'હા. આ પાપી રમેશને લીધેજ આ રાજ્યને આટલું સહન કરવું પડયું છે. મારા નિર્દોષ બાળકો જેલમાં સબડતા બન્યાં છે. પાપીણી કામલતાને પાપે મારી આ દશા રંક કરતા પણ ખરાબ બનાવી દીધી છે. તેનું વૈર અને મને બેવફા બની બિહારી પાસે જવાનું ફળ તેને મળવુંજ જોઇએ. સુરેન્દ્ર! એ બે બાળકોને છુટા કરો.' રમેશ આવેશમાં બોલી ઉઠયો.

આજ્ઞા મળતાંજ સુરેન્દ્ર સુરેશ તથા વિનાયકને લઈ હાજર થયો. બેઉજણા નીચે મુખે ચુપચાપ આવી ઉભા રહ્યા. 'સુરેશ!' રમેશ બોલી ઉઠયો.

સુરેશ બોલ્યા સિવાય શાંત ઉભો રહયો. રમેશે વિનાયક સામું જોયું. કિંતુ તે તો તેવીજ સ્થિતીમાં હતો. રમેશથી એ શાંતિ ન

સહન કરી શકાણી. પૂર્વના સ્વપ્ના તેની આંખો સામે તો દ્રશ્ય થવા લાગ્યા. એ સુખી સમય કામલતાના પાપે નરકમાં સડતાં નિર્દોષ બાળકોના મુખ નીરખી તેની આંખમાંથી દડદડ અશ્રુ સરવા લાગ્યા.

મહારાજા જે અત્યારસુધી દત્ત તથા કેદીઓના મુખ નીરખતાં હતા તે હવે બેઠક છોડી સુરેશ તથા વિનાયકની નજીક ગયા. તે બોલી ઉઠયા, ' વિનુ ? '

' જી ! '

' પાપનો પશ્ચાતાપ થાય છે ? '

' પશ્ચાતાપ શાનો ? પાપ કર્યું હોય તોને ? વડીલોના ક્રોધસાગરમાં આજે અકેક વર્ષના સ્નાન પછી અમે વધુ પુનીત બનવા ભાગ્યશાળી નીવડયાં છીએ. ' વિનાયક બોલી ઉઠયો.

' હજુ પણ અમે ઇચ્છીશું કે પાલકની ભડભડતી ક્રોધ જ્વાળા અમને સદાકાળ પાવન કરે ! દીલની દાઝ કાઢતા સુરેશ બોલી ઉઠયો.

રમેશદત્ત વિનુની નજીક ગયો. નાનપણમાં જેટલા સ્નેહથી વિનુના મસતક પર તે હાથ ફેરવતો હતો તેવીજ રીતે હાથ ફેરવતા તે બોલી ઉઠયો, બેટા ! કાચા કાનનાં મેં સ્ત્રી વચનમાં વિશ્વાસ રાખી તમને દુઃખ આપવામાં બાકી રાખી નથી. કંઇપણ તપાસ કર્યા સિવાય એક જુલ્મીની માફક તમને કઠણ શિક્ષા કરતાં પણ મારૂં હૃદય કંપ્યુ નહિ. તાત ! એ અપરાધીની આજે રમેશ ક્ષમા ચાહે છે ને ત્હારા પૂર્વના સ્નેહની માગણી કરે છે. ' રમેશ વિનુ તથા સુરેશને ભુટીએ પડયો.

રમેશને ઉભા કરતા બેઉ બોલી ઉઠયા; પિતાજી ! થયું તે થયું-ગત વાતનો શોચ કરવાથી શા ફળ ? ક્ષમા તો અમે આપની ચાહીયે છીએ કે આપના આત્માને અશાંતી ઉપજાવી. પ્રથમ કહો કે અમારી માતા કયાં છે ?

કામલતાનું નામ સાંભળતાંજ લાલચોળ બની રમેશ ત્રાડી ઉઠયો ' જવા દે એ પાપીણીનું નામ ! તેણે મારી આબરૂને કલંક લગાડયું છે. એ દુષ્ટાને લીધેજ સમસ્ત સુવર્ણનગરની પ્રજા હેરાન હેરાન બની ગઈ છે. પાપી બિહારી સાથે તે તેના પાપકાર્યો કરતી હશે. ,

કામલતાને માટે તેઓને પ્રથમથીજ શંકા હોવાથી તેઓએ વધુ પ્રશ્નો પુછ્યા નહિ, પણ વિનુ બોલી ઉઠયો; ' અને પેલો બિહારી હમણાં શું કરે છે ? '

' રાજ્યને ઉથલાવી નાખવાના ભયંકર કાવાદાવામાં તે તલ્લીન બની ગયો છે. આજકાલ તેનો ત્રાસ અસહ્ય થઇ પડયો છે. આપણો નરવીર સુરેન્દ્ર જાનને જોખમે સર્વ તૈયારીઓ કરી તેને આવતી કાલે પકડવા જનાર છે. ' દત્તે કહ્યું.

' અને હંસા ? ' સુરેશે પ્રશ્ન કર્યો.

' હંસા ! હંસાએ તો બિહારીને પતિ બનાવ્યો છે. ' દત્તે પ્રત્યુત્તર આંપ્યો.

' હંસા બિહારીની વૈરી ? ' વિનુ બોલી ઉઠયો.

' પાપીને સન્માર્ગે ચડાવવાનું પણ લીધું છે, અને તેને ખાતર તે બિહારીની પત્નિ થવા તૈયાર બની છે. ' રમેશે જવાબ આપ્યો.

હંસાની વાત સાંભળી વિનુ તથા સુરેશના આશ્ચર્યની સિમા રહી નહિ, કારણુ કે તેઓ હંસાને ડાહી માનતા હતા પણુ તેજ હંસા ક્રુર લુટારા જુલ્માને પરણુવા તૈયાર બની હતી.

'સુરેશ તથા વિનાયક! તમે મને મદદ કરવા આવશો?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'જરૂર!' બેઉ જણા બોલી ઉઠયા.

ત્યારબાદ કેટલીક વાતો કરી સુરેન્દ્રે વિનુ તથા સુરેશની સરદારી નીચે પાંચ હજાર સૈનીકો નગરબહાર રવાના કરી આપ્યા, અને તે પોતે મહારાજાની રજા લઈ સ્નેહલતાને ત્યાં રવાના થયો.

---

## પ્રકરણ ૨૨ મું.

### મૃત્યુનો ઘંટ.

જ્યારે સમય પલટાય છે, ત્યારે બધુ પલટાય છે;
જે જે હશે સ્નેહી સર્વ, તે તે બધા વૈરી બને.
આત્મા સમા માન્યા હશે, નિજ જાન સમ પ્યારા હશે,
વિશ્વાસનું વળી સ્થાન જે, તે તે બધા પલટાય છે.
ઘડીઓ ભરાઇ પાપની, નાશના ડંકા બજે;
સવળું કદી સુજતું નથી, જ્યારે સમય બદલાય છે.

એક બાજુ સમસ્ત નગરજનોનાં આનંદ વચ્ચે ધડબડ ધડબડ અવાજથી પૃથ્વીને કંપાવતું વીરોનું લશ્કર અતુલ ઉત્સાહથી પૃથ્વી પરના રાક્ષસને સંહારવા જતું હતું. હજારો નરનારીઓ તથા વૃદ્ધ બાળો મહેલની અટારીએથી પુષ્પ તથા ગુલાબથી જતાં સૈનિકોને પ્રફુલ્લિત વદને વંચાવતા હતા. તેઓનો આત્મા 'પાપીનો નાશ થાઓ' તેવા ઉંડા ઉંડા પોકાર કરી રહ્યો હતો. મહારાજા તથા મહારાણી પણ રાજમહાલયના ગોખમાંથી એ હર્ષભર્યું વધામણું નીરખી રહ્યા હતા. તેની બાજુમાં વૃદ્ધ પ્રધાન પણ એકી ટસે આ સર્વ નિહાળી રહયો હતો. એ ભવ્ય દેખાવ તેની વર્ષોથી ખવાએલી આંખો માટે નવીન ન હતો છતાં આજે તો તેને કંઇક નવીનતા ભાસતી હતી. દાઢી પર હાથ નાંખતા અચાનક તે રડી પડયો. સરોજીની દેવીનું ધ્યાન તે પ્રતિ ગયુ. તે બોલી ઉઠી.

'પ્રધાનજી ! આ મંગળ અવસરે આપની આંખોમાં અશ્રુ ?'

મહારાજા ચંદ્રગુપ્તનું ધ્યાન પણ આ બાબત પર તરતજ ખેંચાયું. 'મારા વફાદાર મિત્ર ! કયા દુઃખકર વિચારે તમારા અડતલ નયન-માંથી નીર છોડાવ્યાં ?'

અન્નદાતા ! જુઓ સામે ! પેલું સામે ભવ્ય પણ ભયાનક સેના દડમજ કુચ કરે છે. શું તેનો દેખાવ ? અહા ! કેટલા સુંદર યુવાનો મરણની નજીકમાં ઉતાવળે ઉતાવળે સહર્ષ ધસ્યા જાય છે ? તેમને મોતમાં પણ મજા હસેને ? પેલો ભવ્ય આપના નામની વિજય પતાકા ગજાવતો ધ્વજ ! એતો જાણે ગગન સાથે કંઇક છાની છાની વાત ન કરતો હોય તેવો ભાસે છે. જેટલું સુંદર આ સર્વ છે તેટલુંજ બલ્કે તેથી વધુ અનુપમ મ્હારી હંસા છે. મ્હારા નયનની કીકી છે.

મારો આત્મા છે. આજ દેહની ચેતના શક્તિ છે. પણ તેની સુંદરતા હવે કેટલો સમય રહેશે ? તેની મધુરતા શા કામની ? ફાલ્યું ફુલ્યું પુષ્પ હોય પણ માળી વિના તેના મોલ શાં ? સ્નેહી નૃપતિ ! કહો, કહો ! તેનાં માન શાં ? કિંમત શી ? ' પ્રધાન તો બોલ્યોજ જતો હતો પણ ચંદ્રગુપ્ત તેનો ભાવાર્થ ન સમજવાથી વચમાં બોલી ઉઠયો, ' રમેશ ત્હારા કહેવાનો મર્મ શો છે ? મ્હારી ભવ્યતાનું વર્ણન કરતા મારી સ્થિતિનું સાચું બ્યાન સાભળતા મને વધુ આનંદ મળશે. '

' જો તમારે સાંભળવુંજ છે તો સાંભળો ભૂપતિ ! હુ તો હવે પાકુ પાન છું, મરણની નજીક છું. મૃત્યુનો ઘંટ મને પોકારી પોકારીને બોલાવે છે. મારે આ દુનિયા સાથે શો સબંધ ? શી લેવાદેવા ? મારે પુત્ર પણ નથી કે મને તેના સુખ ભોગવવાનો મોહ થાય ? હા. પણ છે એક પુત્રી વારસામાં. કિંતુ અભાગીને તે જ્ઞાન હોય ? અને સાંપડે તો પણ ભાવી ન રહેવા દે. એ તો કયારનુંએ મારા હસ્તમાંથી ઝુંટાઇ ગયું છે. એટલે હવે સર્વ આશા નિરાશા છે. કિંતુ સુરેન્દ્રે જણાવ્યું કે તે હૈયાત છે. તે બિહારીને ચાહે છે. બિહારી પાપી, નરાધમ. સીતમગર, જુલ્મી, જાલીમ, તેનો પતિ છે. અંધકારની ઉંડી ગર્તામાંથી તેને બહાર કાઢવાનો હંસાએ નિશ્ચય કર્યો છે. માટે... માટે...મારી છેલ્લી ઇચ્છા છે કે......... ' રમેશ અટકી ગયો. તેણે રાજા રાણીની સામું જોયું. તેની આંખના ભાવો વાંચવા શરૂ કર્યા.

' કહે રમેશ, ખુશીથી જણાવ ! કે તારી છેલ્લી ઇચ્છા શી છે ? તારે શું જોઇએ છે ? જો મારા કાબુમાં હસે અથવા મારાથી મેળવી શકાય હશે તેવી વસ્તુ હશે તો જરૂર તને મેળવી આપીશ.

બોલ રમેશ ! તારી ઇચ્છા શી છે ? વિના સંકોચે બોલ ચંદ્રગુપ્તે જણાવ્યું.

'તમે તો શાંતી પણ નથી રાખતા, મહારાજા માંગુ છું પણ હું એવું માગું છું કે જે આપવા કદાચ પસ્તાવો થશે. માટે હજુ પણ વિચાર કરો. સમય છે.' દત્ત બોલી ઉઠયો.

અમારૂ સર્વસ્વ અમે તમને સુપ્રત કર્યું હોય આ રાજ્યના માલીક બની અમારી પાસેથી શી યાચના રાખો છો ? મંત્રિરાજ ! આ સર્વસ્વ આપનુંજ છેને, તો પછી આટલી બધી વિશાળ ભાષાના પ્રયોગ શાં ?' સરોજીનીએ હસતાં હસતાં કહ્યું.

'ત્યારે સાંભળો. હું ઇચ્છું છું કે હંસાનું સૌભાગ્ય અખંડ રહે.' રમેશે જણાવ્યું.

'એટલે શું તમે બિહારીનો પીછો છોડવા માંગો છો ? પાપીના ત્રાસથી ત્રાસેલી પ્રજા પર વધુ જુલ્મો નાખવા ઇચ્છો છો ?' રાજા બોલી ઉઠયો.

'હા હું એમજ ઇચ્છું છું. તમે ભલે બિહારીને પકડો, અહીંઆ હાજર કરો. તેની સેનાનો નાશ કરો પણ બિહારીને જીવતો રાખજો, એજ મારી ઇચ્છા છે. મહારાજ ! એ ન ભુલતા કે બિહારીથી હંસા છે ને સાથી રમેશ છે.' દત્તે જણાવ્યું.

ચંદ્રગુપ્ત એક ક્ષણ સ્થંભી ગયો, પણ એ સમય વિચાર કરવાનો ન હતો. તરતજ તેણે એક નોકરને બુમ મારી, અને તેની સાથે સુરેન્દ્રને સંદેશો કહાવ્યો, "ગમે તે ભોગે બિહારીને જીવતો પકડજો. તેને જરાપણ ઇજા થવી ન જોઇએ. હંસાને સાથે લાવજો.

ત્યારબાદ એ ત્રીપુટી ગોખમાંથી અન્ય કાર્યો કરવા માટે વિદાય બની થઈ.

*　　　　*　　　　*　　　　*

બહાદુર સુરેન્દ્ર ઝપાટાબંધ સ્નેહલતાના ગૃહ નજીક ગયો. નગરનાં એક વિભાગમાં એક ભવ્ય સુંદર મહાલય હતો. તેની કારીગીરી પણ આંખને મોહીત બનાવે તેવી હતી. મહાલયની રચના તથા શોભા ભલભલા ધનીકોના નિવાસ સ્થાન કરતાં ઉત્તમ હતી એટલે તે કંઇક વધુ અનુપમ ભાસતી હતી. મહાલયની નીચે આવતાંજ તેણે મધુર કંઠમાંથી નીકળતું એક ગાયન સાંભળ્યું.

છે જુવાની ફાટી.
　　　　અંગ અંગમાં ઉછળતી,......
છે ખીલ્યું આ ગુલ,
　　　　અનંગ રંગથી ચળકતું,......
ગોટા બન્યા છે કુચ,
　　　　કોઇ ભોગીન ભાસતું,......

સીતાર સાથે કંઠ મળી જવાથી તથા કડીઓ ફેરવી ફેરવીને તોળવાથી તેની મધુરતા કંઇક આરજ ભાસતી હતી. ઘડીભર તો સુરેન્દ્ર એ ગાનનાં તાનમાં ને તેની મીઠાશમાં સર્વ ભુલી ગયો. પણ ભાન આવતાંજ પોતાનું કાર્ય તેને યાદ આવ્યું. તે એકદમ ઉપર ગયો પ્રથમ તો તેના અચાનક આગમનથી સ્નેહલતા વિસ્મય પામી. કિંતુ તરતજ સ્વસ્થ બની તેણે સ્વાગત કર્યું 'સુરેન્દ્ર! પધારો!'

'હાજી. આજે સેના બિહારીની ગુફા વાટે ઉપડી છે તેની જાણતો થઈ હશે. ચાલો આપ અમારી સાથે આવશોને? મેં કહેલ વાત તો સાચી હતીને?' સુરેન્દ્રે ઉતાવળ કરતાં કહ્યું.

'સુરેન્દ્ર! તમારૂં કહેવું અક્ષરેક્ષર સત્ય છે અને મારી સાથે બેવફા નીવડેલ એ નીચપર વૈર લેવા હું આપની સાથે આવવા તૈયાર છું. હમણાંજ જવું છે? સ્નેહલતાએ જણાવ્યું.

'અત્યારેજ જવાનું છે, સર્વ સેના નગરબહાર જઈ રાહ જોતી હશે. આજેજ પાપનો ભાર ઓછો કરવાનો અમુલ્ય અવસર મળી ચુકયો છે.'

'સર્વ સાધનો તો સાથે લીધા છે ને? નહિતર બિહારી આગળ સર્વના ડોલચા ગુલ થશે,' સ્નેહલતા હસતા હસતાં ચેતાવતાં બોલી.

'સાધનોમાં આપ, હું, મારા સૈનિકો અને હથીયારો તેથી બીજું શું? કંઇ વધારે લેવાની જરૂર તો નથીને?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'તમે અહીં થોડો સમય બેસો તેટલામાં હું તૈયાર થઈ આવું છું.' સ્નેહલતા સુરેન્દ્રને ત્યાંજ બેસાડી પોતાના ખાનગી રૂમમાં ગઈ અને એક પુરૂષને છાજતાં સર્વ કપડાં પહેરી શસ્ત્ર બહાર આવી. તેને માથે સાફો હતો. પાયજામા ઉપર લડાઈના સમયને અનુસરી યોગ્ય વસ્ત્રો તથા પદા પહેર્યા હતાં. મુખપર બુકાની ચઢાવી દીધી હતી. સુરેન્દ્ર તેના અચાનક આગમનથી ચમકી ગયા. તે સ્નેહલતાને ન ઓળખી શકયો તેને લાગ્યું કે દગો રમાણો કિંતુ તરતજ સ્નેહલતાએ બુકાની છોડી અને સુરેન્દ્રની મુખાંઇ પર હસવા લાગી,

'તમે પણ વીરપુરૂષને છાજતો શણગાર સજ્યો છે. હું તો ગભરાઇ ગયો કે આ કોણ?' સુરેન્દ્ર બોલી ઉઠયો.

'રણના જંગમાં તો અબળા નહિ પણ સબળાની જરૂર હોય છે. કાયર નહિ પણ વીરનાં ડંકા વાગે છે. મરણોન્મુખ નહિ પણ

મરણોન્મત્તનું કાર્ય હોય છે. એટલે હવે પછી તમારા જેવાની સાથમાં રહેવું હોય તો મારે પણ વીર થવાની જરૂર તો ખરીજને! અને નારીના કપડામાં બહાદુરીતો થોડીજ છુપાઇ છે? એટલે મેં પણ તમારી માફકજ શસ્ત્રઅસ્ત્ર ધારણ કર્યા છે.' સ્નેહલતાએ કહ્યું.

'ચાલો ત્યારે! આપ બેસશો શામાં?' સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'અશ્વપર' પ્રત્યુંતર મળ્યો.

બન્ને જણા તરતજ અશ્વપર સ્વાર બની નગર બહાર ઉભેલા સૈન્ય નજીક આવી પહોંચ્યા. સેનાપતિને નીરખતાંજ હર્ષઘેલા સૈનીકોએ મહારાજા ચંદ્રગુપ્તની જય' 'નરવીર સુરેન્દ્રની જય' ઈત્યાદી ગગનભેદી નાદોથી સમસ્ત વાતાવરણ ગજાવી મુકયું.

એજ ક્ષણે એક સ્વાર મારતે ઘોડે ત્યાં આવી પહોંચ્યો અને સુરેન્દ્ર પાસે જઇ માહારાજાએ બિહારીને જીવતો લાવવાનો સંદેશો કહી સંભળાવ્યો એક સ્મિત સાથે તેને પ્રત્યુત્તર આપી તેની 'સલામ જીલી સુરેન્દ્રે સેનાને આગળ કુચ કરવાની આજ્ઞા કરી સૌથી મોખરે સુરેન્દ્ર તથા સ્નેહલતા હતા તે તેની પાછળ સર્વ લશ્કર હતું.

'સ્નેહલતા! તમારો અવાજ તો ઘણોજ મીઠાશ ભરેલો છે. તમારા જેવા મધુર આલાપો તો મારી સમસ્ત જીંદગીમાં મેં આજે પ્રથમજ અનુભવ્યાં.' વાતોમાં માર્ગ ખુટાડવાની ઇચ્છાથી સુરેન્દ્રે શરૂઆત કરી.

સ્નેહલત્તા શરમાતી શરમાતી બોલી, 'હા. પણ એ મીઠાશ ભર્યાં નાદનો કે આ યૌનનનાં ખીલેલાં બાગનો કોઇ ચોક્કસ માળી નથી અન્ય છે પણ કોઇ વીર નથી કોઇ વીર હોય તો યુવાન ન

હોય આનંદી ન હોય મનભાવતો નહોય યુવાન હોય તો વીર ન હોય. હતો બિહારી પણ તે તો બેવફા નીવડયો.'

'તું ભુલી! બિહારી બેવફા નથી પણ તું છો, બિહારી તને ચાહતો હતો, તારે ત્યાં આવતો હતો છતાં પણ તેં અન્ય ભ્રમરોનો સંગ છોડયો હતો કે? નહિતો તું તે સમયે બિહારીને બેવફાજ હતી. આજે હવે તેનો વારો જો મારૂં માન તો તને મનભાવતો કોઇ વીર યુવાન શોધી લઈ તું શા માટે તારા અમુલ્ય જીવનને વેશ્યા વાડામાંથી બચાવતી નથી? તારી પાસે અઢળક ધન છે એટલે પૈસાને ખાતર તું જીવન તુચ્છ બનાવતી હોય તેમ સંભવતું નથી.' સુરેન્દ્ર અનીતિએ ચડેલી અબળાને સુપંથે ચડાવવાની બાજુ ગોઠવતાં કહ્યું.

" સુરેન્દ્ર! અવનવાં ભોગી ભ્રમરોના આનંદ શું એકજ ભોગી આપી શકે ખરો? ખરો જીવનનો આનંદ તો અમે માનીએ છીએ સંસારમાં પડી સ્વામીની આજ્ઞા પ્રમાણે ચાલવું અને ગરીબ ગાય બની તેના જુલ્મો સહન કરવાં તે કરતાં તો મારી માફક મસ્તમસ્તાન બની આનંદ કરવો તે કેટલું ઉત્તમ! સ્નેહલતા બોલી.

'સ્નેહલતા! તું ભુલી, તદ્દન ભુલી. યુવાની બે ચાર દિવસની ચળકતી જ્યોત સમી ચાંદની છે. તે સદાકાળ તો થોડીજ રહેવાની છે. આવતી કાલે જ્યારે તું યૌવનહીન ખરીપાંખડી બનીશ ત્યારે કયો તારો લાલ તારી સેવા માટે આવશે? કોણ ત્હારી પરવા કરશે? વળી દંપતી વિનાના સંસાર જો સુખમય બની શકતાં હોત તો સકળ સંસાર ગમે ત્યાં ભટકતો ફરત અને વિલાસમાં સમય ગુજારત. પણ તેમ નથી. ભ્રમીત થએલાઓની એ તો વ્યર્થ ભ્રમણા છે. ખરો માર્ગ તો એ છે કે એક પતિવ્રત પાળવું, સંસાર સાગર

છે. ધારો કે આપણે સર્વ એ સાગરમાં ડુબકાં મારતાં પ્રાણીઓ છીએ, સાગરમાં અનેક વહાણુ છે, જે સ્ત્રી પુરૂષ એકજ નાવની પાછળ જાય છે તે બચી જવા પામે છે, પણુ તારા જેવાં કેટલાક જે બધા નાવની પાછળ જાય છે તે કોઇનું રહેતું નથી. તેની દશા તો 'નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં' તેના જેવી થાય છે.' સુરેન્દ્રે કહ્યું.

'તમારૂં કહેવું કંઇક અંશે સત્ય છે. સુરેન્દ્ર!' તે હસતાં હસતાં બોલી, 'જો તમે મ્હારી સાથે લગ્ન કરવાનું વચન આપો તો હું આ એઠવાડ ત્યજી દઉં.'

'તે ન બની શકે. હું તો એક નાવ સાથે જોડાઈ ગયો છું. એટલે ત્હારો ઉપયોગ શો? વળી તને મારી બનાવવા માટે કંઇ મેં આ સર્વ પુરાણુ ખોલ્યું નથી. ત્હારૂં જીવન સુધારવા, ત્હારા સંસારને સ્વર્ગીય બનાવવા અને અપુર્વ સુખના લ્હાવા લેવા માટે તને હું આ સર્વ જણાવું છું. બહુ રત્ના વસુંધરા. મારા કરતાં પણુ બહાદુર નરયુવાનો હૈયાત છે. તેમાંના એક સાથે ત્હારૂં જીવન જોડી આનંદ માણુ, એજ મ્હારી ઇચ્છા છે, પછી તારી ઇચ્છા.' સુરેન્દ્રે જણાવ્યું.

'બહાદુર વીર! જો આજે આપણે સહીસલામત પાછા આવવા ભાગ્યશાળી બનીશું તો જરૂર ત્હારા કહેવા પ્રમાણે કોઇ વીર યુવાન સાથે જીવન જોડી મ્હારા સ્ત્રી ધર્મનું યોગ્ય પાલન કરીશ. તમારો ઉપદેશ મ્હારે ગળે ઉતર્યો છે. મ્હારા કલંકીત જીવનથી તો હવે હું પણુ કંટાળી ગઇ છું.' સ્નેહલતા ભાવભર્યા અવાજે બોલી ઉઠી.

તેઓ એટલા સમયમાં તો ડુંગરોની હારમાળા નજીક આવી પહોંચ્યા હોવાથી વાર્તાલાપ બંધ કરી ત્યાંજ ઉભા રહ્યા. સૈનીકોને પણ ત્યાંજ થોભવાની આજ્ઞા કરી.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### પૃથ્વીપરની દેવી.

---

સંધ્યાના દગીની સમાન સુરેન્દ્ર પોતાના વીરદળ સાથે પાપાત્માનો નાશ કરવા આવી પહોંચ્યો હતો. આવતાની સાથેજ તેણે સેનાને ચાર વિભાગમાં વહેંચી નાંખી એક ટુકડી સુરેશના હાથ નીચે સોંપી અને પર્વતમાળામાં સંતાઇ જવાની સુચના કરી. સાથે સાથે એટલું પણ કહેવામાં આવ્યું હતું કે જ્યારે ઉપરા છાપરી અવાજો થવા માંડે ત્યારે રણ સંગ્રામમાં હાજર થવું. બીજો વિભાગ વિનાયકના કાબુમાં સોંપવામાં આવ્યો હતો. ત્રીજો અને ચોથો વિભાગ પોતાની સરદારી નીચે રાખી વ્યુહબંધ રચના કરી ગુફાના આગલા ભાગને ઘેરી લેવામાં આવ્યો. સૌથી મોખરે સુરેન્દ્ર તથા સ્નેહલતા હતા. સ્નેહલતા સુરેન્દ્રને માર્ગ દાખવતી હતો. તેઓ હવે લગભગ ગુફાની નજીક આવી પહોંચ્યા હતા.

આ પ્રતિ બિહારીને પણ સુરેન્દ્રના આગમનના સમાચાર મળી ચુકયા હતા. એટલે તેણે પણ સર્વ તૈયારીઓ કરી રાખી હતી. તેની ટુકડીને તેણે ત્રણ વિભાગમાં વહેંચી નાખી હતી. એક

ટુકડી જાલીમસિંહના હાથમાં સોંપી હતી. બીજી ટુકડી કામલતાની દેખરેખ નીચે હતી અને ત્રીજી ટુકડી પોતાના હાથ નીચેજ હતી. જરૂર પડતાં ત્યાંથી છુટી જવા માટે એક બીજી ગુફાનો માર્ગ પણ ખુલ્લો રાખવામાં આવ્યો હતો કિંતુ તે બિહારી સિવાય કોઇની જાણમાં ન હતો.

કામલતા તથા જાલમસિંહને શત્રુપર હુમલો કરવાની આજ્ઞા આપી તે હંસાની રજા લેવા માટે ગયો. હંસા એક કોચપર લમણે હાથ ટેકવી નીરાશામય મુખે બેઠી હતી. તેની આંખમાંથી ધીરા ધીરા આંસુડાની ધાર ચાલતી હતી, અને વિચારગ્રસ્ત દશામાં તે બેઠી હતી. બિહારી આવ્યો કે નહિ તેનું તેને ભાન ન હતું.

સુરેન્દ્ર સેના સાથે આવ્યાના સમાચાર તેને મળી ચુકયા હતા. સુરેન્દ્રની પ્રખર સેનાની વાત પણ તેણે સાંભળી હતી, બિહારીએ સામે સામો ભેટો કરવાનો નિશ્ચય કર્યો હતો તે વાત પણ હંસાની જાણ બહાર ન હતી, આજે નિર્દોષ માનવોના ઉન્હા રકતથી પર્વતની પવિત્ર ભુમી રંગાવાની હતી, શુરવીરોના સામસામાં ભેટા થતાંજ તલ્વારો, બંદુકો તથા તીરોથી અનેક આત્માઓ અકાળે નાશ પામશે, વળી બિહારીના ત્રાસથી ત્રાસીને વિજયદેવી જો સામા પક્ષને વરમાળા આપે તો બિહારીનું મ્હોત નક્કી હતું, એટલે હંસાના સાભાગ્યનો કાળ આવી લાગ્યો હતો, કદાચ બિહારીનો વિજય થાય તો વિજયોન્મત બની નરાધમ સમસ્ત રાજનગરને ઉથલાવી નાખતા જરા પણ નહિ ડરે, એ વાત પણ ચોક્કસ હતી, આ સર્વ વિચારોએ હંસાને મુગ્ધ બનાવી હતી.

બિહારી અસ્ત્ર સસ્ત્રથી સજ્જ બની લડાયક વેશમાં હંસાના રૂમમાં દાખલ થયો, કિંતુ હંસાનું ધ્યાન ન હોવાથી તેણે તેની સામું પણ જોયું ન હતું, બિહારી ધીરે ધીરે હંસાની છેક નજીક આવ્યો, કિંતુ હંસાનું ધ્યાન હતું, બિહારીએ હંસાના ખભાપર હાથ મુકયો, હંસા ચમકી ગઈ, ઉતાવળે ઉતાવળે આંખમાં આવેલા અશ્રુઓ લુછી નાંખ્યા અને હસવાનો ડોળ કરી તેણે બિહારી સામે જોયું.

'હંસા!' બિહારીએ સ્નેહ ભર્યાં અવાજે હંસાને બોલાવી.

'આજ્ઞા!'

'તું શા માટે રડે છે?'

'કોણ કહે કે હું રડું છું?'

'મેં તને રડતાં જોઈ, આસું લુછતા જોઈ. હજુએ તારાં કપોલ પ્રદેશ પર એના નિશાન બાકી રહ્યાં છે.'

'બિહારી! હું રડતી નથી રડી શકી નથી અને ભવિષ્યમાં પણ રડીશ નહિ. હું કોને માટે રડું? શા માટે રડું? આ દુનિયામાં મારે કોણ છે કે જેને માટે હું રડું? હું કોઇને રડું તેમ નથી તેમ મને પણ કોઇ રડે તેમ નથી. માતા ગઈ અપરમાતા જીવતા છતાં મુવેલી નીવડી વ્હાલા પિતાને તારે ખાતર...ફક્ત એક નરાધમને ખાતર...હ્રદયહીનની ખાતર...વિશ્વના દુશ્મનને ખાતર...મેં છોડી દીધા તેનો ત્યાગ કર્યો અરે! એ પિતા મ્હારા સિવાય જીવી પણ શકતા ન હતા, મને કેટલા લાડમાં ઉછેરી તેનો મેં બદલો આપ્યો, હવે હું રડતી નથી. બિહારી! તારી આંખે પડળ ચડયા જણાય છે. આવેશમાં આવેલી હંસા બોલી ઉઠી.

બિહારી હંસાની નજીકમાં બેસી ગયો, તેનો હાથ પોતાના હાથમાં લઇ તે બોલી ઉઠયો, 'હંસા ! આજે તુ આમ કેમ બોલે છે ? ભલે હું પાપી રહ્યો નરાધમ રહ્યો, નરાધમ રહ્યો, જાલીમ રહયો પણ તને તો સદાયે મારા જીગરથી મેં ચાહી છે. તહારી સાથે કદીએ મેં ગેરવર્તુણુંક ચલાવી છે ? તારે માટે મારા હૃદયમાં હજુએ એ સ્થાન છે અને સદાકાળ જ્યાં સુધી બિહારી જીવે છે ત્યાં સુધી રહેશે. પ્યારી ! સંગ્રામમાં પુરો વિજય છે એ નક્કી છે. ચિંતા કરવાનું પ્રયોજન નથી.

'બિહારી ! મને તમારી વીષે શંકા નથી કિંતુ તમારા વિજય પર શંકા છે. તમારા માણુસો ભાડુતી છે. પગારદાર છે. ત્યારે સુરેન્દ્રના માણુસો મરણીયા છે. તમારા ત્રાસથી ત્રાસેલા હોઇ વૈરના ભોગી છે. તમારા લોહીના તરસ્યાં છે. એ ન ભુલો. મને તો તમે યુદ્ધમાં જાઓ એ અમંગળ ભાસે છે. વ્હાલા ! મારે ખાતર તમારી હંસા ખાતર, તેના સ્નેહના ખાતર યુદ્ધની માંડવત કરો. શત્રુને સર્વ-સ્વ આપી દો.' હંસા બિહારીને ગળે બાઝતાં વિનવતી બોલી.

'શત્રુને સર્વસ્વ આપી આપણે કયાં જવું ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'દેવ ! જેણે દાંત આપ્યા છે તે જરૂર ચવાણું આપશે. મહેનત કરીશું મજુરી કરીશું અરે છેવટે વનફળાદિ ખાદ્ય નિર્વાહ કરીશું કિંતુ હરામનું ખાવું હવે તો હરામ છે. શા માટે અન્ય પર સીતમ ગુજારી આપણે ચોરની માફક ફરવું ? ખરી રીતે તો એ આપણા શત્રુ નથી પણ મિત્ર છે. તે તો આપણને સન્માર્ગ દેખાડવાં આવ્યા છે કહો બિહારી, તમે મારાં છો ? મારા થવા ઇચ્છો છો ?"

'હું હંસાનો છું અને હંસાનોજ રહીશ' બિહારી બોલી ઉઠયો

'તો હંસાના કહેવા પ્રમાણે ચાલવાનું વચન આપો,'

'એટલે શું હું શત્રુને નમું ? તેનાથી હારી ગયો છું તેમ જાહેર કરૂં ? મ્હારૂં પાણી ગુમાવું ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'સમસ્ત શતરૂમંડળ જાણે છે કે બિહારી બહાદુર છે વીર છે. શુરવીર છે. સમસ્ત દુનિયા જાણે છે કે બિહારીની હિંમત અડગ છે, તેનું શીર અણનમ છે અને જો આજથીજ પાપ કાર્યને તીલાંજલી આપશો તો સમસ્ત દેવગણ પણ જાણશે કે બિહારી ઉદાર હતો વીર હતો અને દુનિયાનો એક મહાન યોગી હતો. અહિંસા કબુલવી એ કંઇ હાર નથી પણ એનો અદિતીય વિજય છે મારા હૃદય દેવ ! હૃદયમાં રહેલા સેતાનનો નાશ તો કોઇ યોગી ગાંધી જેવા કરી શકે છે નહિ કે ગમે તે આજે તમે સેતાનનો નાશ કરવા સારૂ શસ્ત્ર સજી આવ્યા હો તો આ તમારી હંસાનાં તમને અભિનંદન છે આવકાર છે પણ જો શતરૂને સંહારવા જતા હો તો શતરૂઓના રકતથી તમારી તરવાર રંગાય તે પહેલાં તમારીજ હંસાનો નાશ કરો, તેનું ધડથી ડોકું જુદુ કરો કે જેથી તેને તેનાં સ્વામીના પાપ કાર્યો ભવિષ્યમાં ન નીરખવા પડે,' હંસાએ બિહારીના હૃદયને સ્પર્શ કરતાં જણાવ્યું.

'હંસા ! હંસા !' હું નથી સમજી શકતો કે તું શું કરવા ઇચ્છે છે ? કહે સ્પષ્ટ કહે, કે મારે શું કરવાનું છે ?' બિહારી માથે હાથ દઇ બેસી ગયો. તેનું હૃદય તેને ડંખતું હતું એક બાજુ યુદ્ધ આ વાહન કરતું હતું બીજી બાજુ હંસાનું આકર્ષણ હતું. એક બાજુ પાપ હતું બીજી બાજુ પુન્ય હતું એક પ્રતિ સ્નેહ હતો બીજી

પ્રતિ ભિષણ વૈરની જ્વાળાઓ ઝળહળતી હતી. એક બાજુ સેતાની-ચત હતી બીજી બાજુ દૈવી પ્રેરણા હતી. બિહારીને અસર થએલી નીરખી હંસા તેની નજીક ગઇ તેની પીઠ પર પ્રેમપુર્વક હાથ ફેરવતી તે બોલી 'વ્હાલા ! નયન મણિ !! શો વિચાર કરો છો ? બહાર તમારી સેના રાહ જોતી હશે શત્રુને ખાળવા તૈયાર બનો ગભરાવ છો શા માટે ? સેતાનના તો તમે સાથીદાર છો ! ઉપાડો તમારી સદા સહભાગીની તરવાર અને કરો આ દુઃખી દેહનો અંત પછી આપ ખુશીથી સમરાગણમાં બીરાજો.'

'એટલે .....એટલે......શું હું તારૂં ખુન કરૂં ?' ફાટી આંખે બિહારી બોલી ઉઠયો.

"જરૂર તેમાં તમારે ઉત્સવ છે. અન્યના પ્રાણ લેવાએ તમારે માટે તો એક જાતનો આનંદ છે. તો પછી વારશી ?' હંસાએ પણ તેટલીજ સચોટાઇથી પ્રત્યુત્તર આપ્યો.

'બસ બંધકર હંસા ! હવે હદ થઈ મારી કારની કસોટી થઈ હું હાર્યો તું જીતી, તારી સોબતમાં હું ભિખારી બનવાનું પણ વધુ પસંદ કરીશ હંસા વ્હાલી હંસા ! ત્હારે ખાતરજ ત્હારેજ ખાતર હું મારા સર્વસ્વનો ભોગ આપવા મારી પ્રિયમાં પ્રિય વસ્તુને દફનાવવા પણ સદા તૈયાર છું. ફકત ત્હારી આજ્ઞાનીજ રાહ છે. હંસા ! તને આજથીજ વચન આપું છું કે નરાધમ બિહારી—આજ હંસાનો સાચો સ્વામી બનવાની લાયકાત ધરાવે છે. અત્યારથીજ આજે ક્ષણથી હું ઇશ્વર સાક્ષીએ પ્રતિજ્ઞા લઉં છું કે પર સ્ત્રી પ્રતિ કુદ્રષ્ટિ કદી પણ કરીશ નહી દારૂ કે મધપાન કરીશ નહિ, ગરીબોને રંઝાડીશ નહિ અને

સમસ્ત જનતાને ત્રાસમય બનીશ નહિ ' બિહારી પ્રતિજ્ઞા પુર્વક બોલી ઉઠયો.

' જો જો દેવ ! ફરી પ્રતિજ્ઞાપર પાણી ફેરવતા ? તમારી પ્રતિજ્ઞા પ્રમાણે અત્યારેજ તમારી સેનાને સુરેન્દ્ર સામે ન લડવાનું જાહેર કરો, અત્યારેજ સુરેન્દ્રને તાબે બનો, હું પણ સાથેજ છું. દુષ્ટ કામલતા તથા જાલમસિંહ જે સંગ્રામ ખેલી રહ્યાં છે તેને પણ અટકાવો, એક ક્ષણ વિલંબ થવો ન જોઇએ, જે જે ઘડી જાય છે તેમાં અનેક આત્માઓનો વિનાશ થઇ રહ્યો છે; ગમે તે ભોગે તે અટકવોજ જોઇએ, ' હંસાએ જવાની ઉતાવળ કરતાં કહ્યું.

' શાબાશ વીરનારી શાબાશ ! ધન્ય છે તારી જનેતાને ! ' પૃથ્વીપરની દેવી તને શતઃવાર નમસ્કાર છે, સ્વર્ગને ભુપર લાવનાર ભામિની શતઃસમય તને મારા અભિનંદન છે. પાપીના પાપથી ખીચોખીચ ભરેલા જીવનને પુણ્યપંથે ચડાવનાર સુભાગીની, ધન્ય છે તને !

જગત નાદશ્ય દાખલો જોશે કે સદા હરામનું ખાનાર, બદમાશ, પાપી અને લુચ્ચાઓનો બડો સરદાર જે બિહારી હતો તે પણ એક અબળાની અડગ આત્મશક્તિ તથા આત્મશ્રદ્ધા આગળ હતાસ બની પોતાના વજ્રથી પણ કઠણ હૃદયને પીગળાવનારી સબળા પાસે નમી પડયો છે. એક અબળા જો ધારે તો ગમે તેવા પાષાણ હૃદયને પણ રબ્બર જેવું બનાવી શકે છે. લુચ્ચો, દારૂડીઓ અને લફંગો માણસ

અબળાની કોમળ વાણીથી જેટલો સુધરે છે તેટલો અન્યની શીખામણ કદી પણ નહિ સુધરે. જો નીતિને પંથે ચડવું હોય તો તો યોગ્ય આ રૂપી હથીઆર દરેકને મળવું જોઇએજ.

નારીની મૃદુતા વડે, પત્થર પાણી થાય છે;
કાળી ઘટા ઘન ઘોરનો, નાશ નિશ્ચય થાય છે.

## પ્રકરણ ૨૪ મું.

### પાપનો ફેજ.

સંધ્યાનો રંગ જામતો જતો હતો. પાપીઓના પાપ નીરખી નીરખી ત્રાસેલો રવિદેવ ઉતાવળે ઉતાવળે મેરૂની પાછળ સંતાઇ જતો હતો. ચો પ્રતિ અંધકારનું આછું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. પશુ પંખીઓ પણ વિરહથી વ્યાકુળ બની ઉતાવળે ઉતાવળે સ્વગૃહપ્રતિ રવાના બની ગયા હતા.

સુરેન્દ્ર તથા સ્નેહલતા એક ઝાડ નીચે ઉભા ઉભા કંઇક છુપી મસલત ચલાવી રહ્યા હતા. તેઓને ખાત્રી હતી કે શતરૂઓને તેઓના આગમનની જાણ થતાંજ તેઓ હલ્લો લઇ આવશે. જ્યારે યુદ્ધ પુર જોસમાં ચાલતુ હોય તે સમયનો લાભ લઇ કેટલાક માણસો સાથે ગઢમાં દાખલ થઇ તેનો કબજો લેવો, એમ તેઓએ નક્કી કર્યું હતું.

એટલામાં તો જાલીમસિંહની સેનાએ સુરેન્દ્રની સેના પર અચા-નક છાપો માર્યો અને યુદ્ધની શરૂઆત કરી. સુરેન્દ્રની સેના તો તૈયારજ હતી. યુદ્ધની રણભેરી વાગી અને વીરો રણમેદાનમાં કુદી પડયા. તીર, તરવાર, ભાલા, કટારી, તોખાર, બંધુક ઇત્યાદિ જીવ નાશક શસ્ત્રો ઘણીજ ચપળતાથી ચોમેર ફરતા હતા. વીરોના નાદોથી રણભુમી ગાજી રહી હતી. પા એક કલાકમાં મુડદાઓનાં ઢગલે ઢગલા પડવા લાગ્યા અને લોહીની નીકો ચાલી. એક પણ વીર એવો ન હતો કે જેનું હથીયાર રક્તથી લાલ રંગાયું ન હતું. ઘવાએલાની કરૂણ ચીસોથી સમસ્ત મયદાન ગાજી ઉઠયું હતું. પોતાના ઘવાએલા સાથીઓ પર પગ મુકી બન્ને પક્ષના માણસો ભયંકર કાળની માફક અન્યો અન્યના નાશને માટે આગળ ધપતા હતા. સુરેન્દ્ર પોતાના પક્ષના માણસોને શુર શબ્દોથી ચેતના રેડી રહયો હતો. સ્નેહલતા પહેલેથી ગોઠવણ કર્યા મુજબ એક ઝાડ પર બેઠી બેઠી કારમા તીરોથી અરિ-દળ ઓછું કરતી હતી. જાલીમ જાલીમસીંહ પોતાના બળવાન માણસો ને ભાવી લાલચનો લાભ દર્શાવતો ઉશ્કેરી રહયો હતો. જાલિમસિંહના માણસો પણ સારી રીતે પરાક્રમ દર્શાવી રહ્યા હતા.

કિંતુ જાલિમસિંહ કરતાં સુરેન્દ્રના માણસો બમણા હોવાથી છેવટે પાપીને પાછા ફરવાની ફરજ પડી. ધીરે ધીરે તે પાછો ફરવા લાગ્યો. સુરેન્દ્રને વિજય નજીક જણાયો. તેટલામાં તો કામલતા પુરૂષ વેશમાં તેના સૈનીકો સાથે આવી પહોંચી, નવી કુમક મળતાજ જાલીમસિંહના માણસોમાં હિંમત આવી અને પાછા ફરવાને બદલે આગળ હલ્લો કર્યો સુરેન્દ્રની ટુકડી હવે બે બાજુથી ઘેરાઈ હતી. એટલે તેણે વ્યહુરચનાથી ગોળાકાર કિલ્લો બનાવી શતરૂના હલ્લાનો

પ્રત્યુત્તર આપવો શરૂ કર્યો. બેઉ પક્ષની ખુવારી લગભગ સરખીજ હતી. પણ બેઉ બાજુએથી ઘેરાયેલા સુરેન્દ્રના માણસોનું બળ ઓછું થવા લાગ્યું. તેના સૈનીકો પણ નવી કુમકની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. એટલે સુરેન્દ્રે એક ટુકડીને બોલાવવાનું નક્કી કરી સુરથની સેનાને બોલાવી.

આવતાની સાથેજ સુરેશે કામલતાની ટુકડી પર પાછળથી સખ્ત હલ્લો કરી શત્રુઓને ત્રાય ત્રાય પોકરાવી દીધા. યુદ્ધનો રંગતો હવેજ જામવા લાગ્યો. સુરેન્દ્રનું જોર વધતું જતું હતું, કામલતા તથા જાલીમ બિહારીની આશાએ લડી રહ્યા હતા.

સમય યોગ્યધારી સુરેશને સર્વ સેના સોંપી સુરેન્દ્ર સ્નેહલતા વિનાયકની ટુકડી સાથે બિહારીની ગુફા પ્રતિ રવાના થઇ ગયા.

લગભગ અડધોએક માઇલ ગયા હશે ત્યાં તો બિહારી તથા હંસાનો સર્વ સેના સમેત તેઓને ભેટો થયો. સુરેન્દ્રને બિહારીને એક મોટી સેના સાથે નીરખી ક્ષણભર સ્થંભી ગયો. સ્નેહલતા તો બિહારીની બુદ્ધિની હીકમત નીરખી આભીજ બની ગઇ કિંતુ તેઓને ભાગ્યેજ ખબર હતી કે આ બિહારી પેલા બિહારી કરતાં તદન જુદોજ હતો.

'સુરેન્દ્ર !' બિહારી સુરેન્દ્ર નજીક આવતાં બોલી ઉઠયો.

'કોણ નર રાક્ષસ બિહારી ?' સુરેન્દ્ર બોલ્યો.

'હા તેજ બિહારી સુરેન્દ્ર ! કયાં જાય છે ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'તારીજ ગુફામા તારો નાશ કરવા.' સુરેન્દ્રે પ્રત્યુત્તર આપ્યો.

'મારોનાશ કરવા ? બિહારીનો નાશ કરવા ? કોની તાકાત છે કે બિહારીનો વાળ પણ વાંકો કરે ?' બિહારી હસતાં હસતાં બોલી ઉઠયો. બિહારીનાં શબ્દોએ સુરેન્દ્રને તો વિમાસણમાં નાખ્યો પણ સાથે હંસાએ વિચાર કરવા લાગી કે 'શેઠની શાખામણ ઝાંપા સુધી ?'

'સિંહની ગુફામાં આવનારને તેનો ખ્યાલજ હોય છે કે તે મ્હોતને આમંત્રણ આપે છે મરવું અથવા મારવું એ બે માર્ગજ ખુલ્લા રાખીને હું આવ્યો છું બિહારી ! તારા પાપ ભરાઇ ચુકયા છે. મૃત્યુનો ઘંટ તને બોલાવી રહયો છે. તારા ત્રાસથી ધરતી માતા ત્રાસી ઉઠી છે કંપી રહી છે અને તારા નાશનો ડંકો બજાવી રહી છે.' પ્રત્યુતર આપ્યો.

'ભુલ્યો સુરેન્દ્ર ! તું ભુલ્યો જો આ બિહારી ધારે તો તારો તથા તારી સમસ્ત સેનાનો એક ક્ષણવારમાં વિનાશ કરી શકે છે કિંતુ મારી જીવન સહચરીએ મારૂં સમસ્ત જીવન અમૃતમય બનાવ્યું છે. તેને મે હવે વ્યસની જીવનમાંથી નિવૃત થવાનું વચન આપ્યું છે. એટલે હંસાને ખાતર મ્હારા પ્રાણને ખાતર હું તારી સાથે લડવા ઇચ્છતો નથી. સુલેહશાંતીથી કામ લેવા ઇચ્છુ છું મારા પુર્વ પાપના પ્રાયશ્ચિતને ખાતર તું ધારતો મને બેડીમાં જકડી શકે છે, અથવા તો તારો મિત્ર બનાવી છુટો પણ રાખી શકે છે અત્યારેજ હું મહા-રાજા સમક્ષ આવવા ચાહું છું રમેશદત તથા સમસ્ત પ્રજાની માફી મેળવવા ત્હારી સાથેજ આવીશ મ્હારી ગુફા તથા અઢળક ધનદોલત હું તારા કાબુમાં સોપું છું અને આ મારા વફાદાર મિત્રોને હું અત્યારેજ તેઓને સ્થાને જવાની રજા આપું છું. કહી બિહારીએ

પોતાની સેનાને તરતજ વિખેરાઇ જવાની આજ્ઞા ફરમાવી હંસાના હર્ષનો પાર રહ્યો નહિ. તેને લાગ્યું કે તેનો બિહારી આજે ખરેજ બિહારી હતો બિહારીના એકેક શબ્દ સાંભળી સુરેન્દ્રના આશ્ચર્યની સીમા રહી નહિ. કિંતુ હંસાની પ્રતિજ્ઞા જેલમાં તેણે સાંભળી હતી. અને બિહારીનું જીવન સુધારક હંસા પ્રતિ તેણે સસ્મિત દ્રષ્ટિ ફેંકી હંસાની આંખમાં નુતન જાદુ હતું. મુખપર હર્ષની રેખાઓ સ્પષ્ટ જણાતી હતી આછો આછો દૈવી પ્રકાશ ઝબકી રહ્યો હતો.

બિહારીએ હંસાપ્રતિ નીરખ્યું બિહારીની છાતી ગજગજ ઉછળતી હતી, તેના મુખપર અમોલું તેજ ભાસતું હતું. તેની વીરતા ઉછળતી હતી, બિહારી જ્યાં સુરેન્દ્ર ઉભો હતો ત્યાં જઇ બોલી ઉઠયો, 'એક સમયના મ્હારા હરીફ! આજે હું તારી સામે ઉભો છું. તારી જંજીરથી આ પાપી હસ્તોને જકડી લે. ખુશીથી ત્હેરી ઇચ્છા પ્રમાણે મારી સાથે વર્તન રાખી શકે છે. હું કંઇ પણ કરવા ઇચ્છતો નથી. ચાલો વીર સુરેન્દ્ર મેદાનમાં ચાલતી ખુનખાર લડાઈ અટકાવી દઇએ.'

વિસ્મિત બનેલો સુરેન્દ્ર કશું બોલ્યો નહિ તેણે બિહારીનું સામું જોયું પછી હંસા પ્રતિ જોયું તે બોલી ઉઠયો બહાદુર બિહારી! તારી વીરતા માટે તને શાબાશી ઘટે છે. એક સમયના જુના શત્રુ આપણે હવે મિત્ર બન્યા છીએ. તુ. મ્હારો તો મિત્ર છે ગુન્હેગાર પ્રજાના ને મહારાજાનો છે. ચાલો! ત્યારે હવે યુદ્ધ અટકાવી નગર પ્રતિ જઇએ. હંસાને નીરખી રમેશ તથા મહારાજાના આનંદની સીમા નહિ રહે. હંસા ખરેખર દેવી છે કે જેણે એક પાકા બદમાશના પાપી જીવનમાં સુધારો કર્યો છે અને તેને સન્માર્ગે દોર્યો છે.'

હંસા કંઇ પણ બોલી નહિ તેણે એક ધીરૂં સ્મિત કર્યું બિહારીના કહેવા પ્રમાણે ચારસો માણસો પાસે સર્વ ધનમાલ ઉપડાવી નગરમતી રવાના કરી તેઓ આગળ વધ્યા. અત્યાર સુધી બિહારીનું ધ્યાન સ્નેહલતા પર પડયું ન હતું કિંતુ સુરેન્દરની સાથેજ તે ચાલતી હોઈ બિહારીની દષ્ટિ તેના પર પડી તેણે સુરેનદરને પુછ્યું આ આપના સાથીદાર કોણ છે ?'

સુનેન્દ્ર તથા સ્નેહલતા હસી પડયાં સુરેનદર પ્રત્યુંતર આપે તે પહેલાં સ્નેહલતા બોલી ઉઠી, હું સ્નેહલતા વેરી વનિતા ?

'કોણ સ્નેહલતા ? આ લિબાશમાં ?' બિહારી બોલી ઉઠયો.

'હા, એક પુષ્પને આશા સાગરમાં સ્નાન કરાવી અન્યનો ઉપભોગ કરતાં બિહારી ઝહેરી નાગ છે તે જાણતાંજ તેની બેવફાદારીનું ફળ આપવા સુરેન્દ્રની મદદગાર બનવા હું સાથેજ હતી. કિંતુ નાપાક બિહારી આજે એક દેવીના અદભુત ચમત્કારથી સુધરી ગયો છે તે જોણી તે દયાળુ દેવીને ખાતર મારૂં વેર હું જતું કરૂં છું, અને હાર્દિકતાથી પ્રભુ પાસે માગું છું કે તમને સદા સુખી રાખે.' સમયને માન આપનારી ચાલાક રમણીએ જણાવ્યું.

'ધન્ય બિહારી ! પાપી પર આશીર્વાદ વર્ખાવનારનો ઉપકાર. સ્નેહલતા તારા જીવનને કલંકિત કરવા માટે હું તારી ક્ષમા ચાહું છું. ખુશીથી તારૂં વેર વસુલ કરજે. આ બિહારી હવે સુખ પછી દુઃખને અનુભવવા ખડે પગે તૈયાર છે.' બિહારીએ નીચે મુખે જવાબ આપ્યો.

એટલામાં તો તેઓ યુદ્ધના સ્થાન નજીક આવી પહોંચ્યા. યુદ્ધ હજુ પુરજોસમાં ચાલ્યાજ કરતું હતું. આવતાની સાથેજ સુરેન્દ્ર તથા બિહારીએ યુદ્ધ અટકાવી દીધું. બિહારીની વર્તણુકથી આશ્ચર્ય પામેલા

જાલીમસિંહ તથા કામલતા બોલી ઉઠયાં. બહાદુર બિહારી આજે શું કરી રહયો છે તેનું તેને ભાન છે ?'

'હા, બિહારી બધુ જાણે છે. આ બિહારી સરદાર નથી કિંતુ મહારાજ ચંદ્રગુપ્તનો તાબેદાર સેવક છે. તેનો કેદી છે. હું આને આજ્ઞા કરૂં છું કે લડાઇ બંધ કરી તમારા પાપનો બદલો ભોગવવા તૈયાર બનો અને આ ડીટેકટીવ સુરેન્દ્રના કેદી બનો., બિહારીની વાત સાંભળી જુલીમસિંહ તથા કામલતા એકમેકની સામે નીરખવા લાગ્યા.

કામલતાનું હૃદય ઉંચુનીચુ થવા લાગ્યું, તે તો પાપીણી હતી. રમેશને દગો આપ્યો હતો. નગરજનો તેના નામપર થુકતાં હતાં. બિહારી પર તેનો આધાર હતો તે પણ ગયો હવે શું થાય ? બિહારી સાથે હ.સાને ગણુ નીરખવાથી તેની સર્વ આશા વ્યર્થ ગઇ. નગરમાં શું મોઢું લઇને જાય ? તેણે તો હવે મારવું કે મરવાનો નિશ્ચય કરી લીધો. તે બોલી ઉઠી, 'બિહારી ; પાપીઓની જાળમાં ફસાઇ તું મહારાજા બનવાની તારી ઇચ્છા પર પાણી ફેરવી રહયો છે. તું શું કરે છે તેનું તને ભાન છે ?'

'પિશાચીની પ્રમદા ! તારી શીખામણની બિહારીને હવે જરૂર નથી. તેની આંખ પરના અંધારાં ચશ્મા દુર થયાં છે. પાપ પુન્યનો તેને હવે ખ્યાલ છે. કંઇપણ વધુ ન બોલતાં મારી સાથે મહારાજાની કેદી બન અને તારા પાપનું ફળ ભોગવવા તઈયાર બન.' બિહારીએ જણાવી દીધું.

'શું આ બિહારીના શબ્દો છે ? બિહારી પોતે આવા નિર્માલ્ય શબ્દો ઉચ્ચારી રહયો છે ? બિહારી તું ભુલતો જણાય છે. તારી

કામલતા તને ફરી તારૂં ધ્યેય યાદ કરી આપે છે અને પોકારી પોકારીને કહે છે કે મર્દ બન. તારા શત્રુઓનો વિનાશ કર.' કામલતા ગાજી ઉઠી.

'બેવફા અબળા ! બંધ કર! તારા પોકારની બિહારીને જરાપણ જરૂર નથી. બિહારી પાસે તારી કિંમત પણ નથી. સીધી રીતે તાબે થઇ જા નહિતર બળાત્કાર કરવો પડશે. જાલીમ ! તારી સેના વિખેરી અત્યારેજ તું અહીંથી ચાલ્યો જા. આ પાપી અબળાને તેનાં પાપનો યોગ્ય બદલો આપવામાં આવશે.' બિહારીએ કહ્યું.

બિહારીની આજ્ઞા મળતાંજ તેનો સરદાર જાલીમ ત્યાંથી રફુચ્ચક થઇ ગયો તેના બાકી રહેલાં માણસો પણ છુટા છુટા થઇ ગયા. કામલતા હવે ખરેખર મુંઝાણી. જાલીમની મદદ પણ તેણે ગુમાવી તે અટુલી બની. રમેશને તો તેણે ત્યાગ કર્યો હતો, દગો આપ્યો હતો. બિહારી પણ હાથથી ગયો ભવિષ્યની મહેલાત માટીમાં મળી ગઇ. મરવા સિવાય તેને માટે એકપણ ઉપાય બાકી ન હતો. એટલે હજુ અને તો બિહારીનું મગજ ફેરવવા માટે તે બોલી 'બિહારી ! તું શું બોલે છે તેનું તને ભાન છે ? તું સંપુર્ણ વિચાર કર્યા બાદ બોલી રહ્યો છે ?'

'કામલતા ! હવે દલીલ કરવાની જરૂર નથી. મારૂં હિતાહિત હું સારી રીતે સમજી શકું છું.' બિહારી બોલ્યો.

કામલતાએ હાથમાં રહેલી નગ્ન તરવાર પ્રતિ દ્રષ્ટિપાત કર્યો. ત્યારબાદ પોતાના માણસો પ્રતિ નજર કરી ત્યાંથી તે ધીરે ધીરે થોડે દુર જઈ ઉભી. તેણે બિહારી તરફ જોઇ પોતાના માણસોને

સુરેન્દ્ર પર હલ્લો કરવાની આજ્ઞા કરી પણ સામે બિહારી હતો. બિહારીની હયાતીમાં, તેની હાજરીમાં, કોની મગદુર હતી કે તેની પર હુમલો કરે? બિહારીએ પહાડી અવાજે કામલતાના માણસોને વિખેરાઇ જવાની આજ્ઞા ફરમાવી. પેલા માણસો તરતજ ત્યાંથી રવાના થઇ ગયા.

અટુલી કામલતા હવે તદન નિરાશ બની. જગતમાં તે કોના પાસે રહે? કેવી રીતે રહે? તેનાં પાપ ભરાંઇ ચુકયા હતાં. તેણે ઉશ્કેરાઇલી હાલતમાં આત્મ હત્યા કરવાનો નિશ્ચય કર્યો. પોતાનીજ તરવાર પોતાના હાથે પોતાનાજ ગળાપર વીજળીની ત્વારાથી તેણે ફેરવી દીધી એક ક્ષણમાં ધડથી મસ્તક જુદું થઇ ગયું. પાપી રમા પોતાનાં પાપનો જવાબ આપવા એક શબ્દ પણ બોલે તે પહેલાં પર લોક પહોંચી ગઇ. આ કમકમાટી ભરેલું દૃશ્ય નીરખી સુરેન્દ્ર બિહારી તથા હંસા સાથે સુવર્ણનગર પ્રતિ વિજયી પગલે પ્રયાણ કરી ગયા.

---

# પ્રકરણ ૨૫ મું.

## મીઠું પ્રભાત !

જ્યારે હ્રદય પલટાય છે ત્યારે બધુ પલટાય છે.
જંજાળમય આ વિશ્વનાં સ્વપ્નાં બધા બદલાય છે.
પૂર્વે કરેલાં પાપ, સર્વે નજર સામે આવતાં,
ચીતા સમી અગ્નિ જળે છે તે તણા સ્મરણમાં.

*    *    *

પસ્તાવાનું પુનિત ઝરણું સ્વર્ગથી ઉમટ્યું છે:
પાપી તેનાં સ્મરણ મહીં. તો પાપને ભુલતો છે.
ન્હાતાં રમતાં વિશુદ્ધ દિલથી થાય પુનિત તે છે
અંતે વ્હાલા મહિપતિ તણો થાય છે સાથીદાર એ,

×    +    ×

અહા ! કેવું મીઠું પ્રભાત ! કેટલો અપૂર્વ આનંદ ! પૃથ્વીપર ભાર રૂપ બનેલાં નરરાક્ષોનો નાશ કરવા ગએલ રામને પુનઃ અયોધ્યા નગરીમાં પ્રવેશ કરતાં અયોધ્યા વાસીઓના હૃદયો હર્ષથી ગજ ગજ ઉંચા ઉછળતાં હતાં. બહાદુર ડીટેકટીવ સુરેન્દ્ર બિહારી સાથે તેની ટોળીને સદાને માટે વીખેરી આવે છે તેવા સમાચાર મળતાજ સમસ્ત સુંવર્ણનગર મંગળ હારતોરણોથી સોભી રહ્યું હતું. ઠેક ઠેકાણે વિજયધ્વજ રોપી દેવામાં આવ્યા હતાં. પાપીના ત્રાસમાંથી મુક્ત કરનાર વીરનાં.

દર્શન કરવાં, તેના ઓવારણાં લેવા શહેરનાં હજારો નર નારીઓ પ્રફુલ્લિત વદને વાતો કરતાં સુરેન્દ્રના સ્વાગતની તડામાર તૈયારીઓ કરી રહ્યા હતા. રાજમાર્ગ રાજદરબારીઓથી ચીકાર ભરાઇ ગયો હતો. મહોલ્લે, મહોલ્લે ગલ્લીએ ગલ્લીએ જ્યાં થઈ સુરેન્દ્ર રાજભવનમાં જવાનો હતો ત્યાં તેના આવ્યા આગમજ મનુષ્યોની મેદની જામી હતી. સૌ કોઇના વદન હસતાં હતાં. મહાલયનાં જરૂખામાં તથા બારીઓમાં સુંદર યુવાન રમણીયો તથા નાંનાં બાળકો હસ્તકમળમાં પુષ્પ સાથે સુરેન્દ્રને વધાવવા આતુરતાથી તેઓનાં ચપળ નયનો ચોપતી ફેરવતાં હતાં. મહારાજા તથા મહારાંણી રમેશ સાથે રાજભવનનાં ગોખમાં ઉભા હતા પડઘમ વાજા ઢોલ. ત્રાસાં તથા શરણાઇથી એ મંગળ અવસર વધારે ઓપી રહ્યો હતો. દરેક એમજ બોલતું હતું " એ આવ્યા ! હમણાં આવશે ! સાથે બિહારી હશે. હંસાબા હશે. બિહારીને તો સખત બેડીમાં રાખ્યો હશે પણ હંસાબાનું શું ? ' ઈત્યાદી લોક વાયકાઓથી વાતાવરણ ગુંજી રહ્યું હતું.

એટલામાં વિજય ધ્વનીના પોકારથી સમસ્ત વાતાવરણ ગુંજી ઉઠ્યું જય પોકારો આભને ચઢી પોતાનો માર્ગ કરતાં જણાતો હતો સૌ મોખરે સુરેન્દ્ર હંસા બિહારી અને સ્નેહલતા ચાલતાં હતાં તેની પાછળ વિનાયક તથા સુરેશ હતાં ને ત્યાર પછી સમસ્ત સેના હતી. બિહારી નીચે મુખે ચાલતો હતો સુરેનદરનું મુખ હાસ્યથી પુલકિત બનેલું હતું.

એ અપૂર્વ આનંદ ઉત્સવ ઉજવતા નગરજનો હજારોની સંખ્યામાં આનંદ માણી રહ્યા હતાં. છેવટે તેઓ રાજ મહાલયના દ્વાર નજીક

આવી પહોચ્યા. રમેશદત્ત તેઓને દ્વારસુધી તેડવા આવ્યો અને ગારવ સહિત દિવાને ખાસમાં સુરેન્દ્ર, બિહારી હંસા, સુરેશ, સ્નેહલત્તા તથા વિનાયકને તેડી ગયો. પુલકિત વદને મહારાણીએ વિજયી સુરેન્દ્રના ગળામાં પુષ્પહાર પહેરાવ્યો. મહારાજાએ સુરેન્દ્રને છાતી સરસો ચાપ્યો. હંસા અને રમેશ એકમેકને અપૂર્વ સ્નેહથી ભેટી રહ્યા હતાં, બન્નેની આંખમાંથી હર્ષના અશ્રુઓ વહેતાં હતાં.

'સુરેન્દ્ર ! છેવટે તારી વીરતા તથા ચાલાકીથી તેં બિહારીને પકડી હાજર કર્યો છે. તારા કાર્યો માટે તને સમસ્ત પ્રજાનાઃહાર્દિક અભિનંદન છે.

'અન્નદાતા ! મ્હેં મારી ફરજ ઉપરાંત કંઈ પણ વધુ કર્યું નથી. બહાદુર બિહારી મારી ચાલાકીથી નહિ કિંતુ દેવી તુલ્ય હંસા-બાની અદ્‌ભુત ધીરતાથી સન્માર્ગે ચડયો છે. તેણે હવે પાપ ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. આજ થીજ તેના પાપી જીવનમાં એક મહાન ન સમજી શકાય તેવો ફેરફાર થયો છે. જો તેણે ધાર્યું હોત તો કદાપી આપના કાબુ નીચે આવત નહિ કિંતુ જયારે હૃદય પલટાયછે ત્યારે મહાન સુધારાઓં દ્રષ્ટિ ગોચર થાય છે. આજનું સર્વ માન હંસાને ઘટે છે.' સુરેન્દ્રે ઉપકાર હંસાપર ચડાવતાં કહ્યું.

'હંસા પ્રતિ નીરખી સરોજીનીદેવી બોલી ઉઠયા. 'બેટા ! હંસા ! ત્હારા જેવી નારી—દેવી આ વિશ્વમાં બહુજ થોડી પાકે છે કે જે પોતાના પ્રાણુના ભોગે અન્યને સુપંથે ચડાવવા યત્ન કરતી હોય. ધન્ય અમને કે તારા જેવી મહાન વ્યકિતના અમૂલ્ય દર્શનનો લાભ સદાકાળ મેળવી શકીશું.'

'હંસા ! ત્હારો પતિ બિહારી છે. બિહારી ત્હારો આત્મા છે અને ગમે તેવો તો પણ બિહારી ત્હારો નાવીક છે. સુરેન્દ્રે મોકલેલ દૂત પાસેથી અમે સર્વ હકીકત સાંભળી છે. આજે ત્હારા પ્રયત્નોથી બિહારી સન્માર્ગે ચડયો છે, નીતિને પંથે પરવર્યો છે અને તેથીજ સહર્ષ ત્હારો રાંક પિતા ત્હારો હસ્ત એ નરવીરનાં હસ્તમાં સોંપે છે.' આનંદમાં આવેલા રમેશે હંસાનો હાથ બિહારીના હાથમાં સોંપ્યો. રમેશની ઉદારતાથી પ્રસન્ન થએલું જોડું તેને નમી પડ્યું. રાજારાણીના આશીરવચનો એ તેઓને પુનિત કર્યાં.

રમેશે પાપીણી કામલત્તાની કંઈ પણ પુછ પરછ ન કરી. તેને તેણીની હવે જરૂર પણ ન હતી. તેણીના પાપ કાર્યથી તે ધરાઇ ગયો હતો. તે દિવસે તો સમસ્ત નગરમાં તેમજ રાજ મહાલયમાં આન્દોત્સવ હતો. બિહારી પણ હવે દરેકની સાથે છુટથી વાતચીત કરતો હતો તથા પૂર્વ પાપનો પશ્ચાતાપ કરી રહ્યો હતો. હંસા પણ મહારાણી સાથે તથા અન્ય સ્ત્રીઓ સાથે ગોષ્ઠીમાં તલ્લીન બની ગઈ હતી.

બીજી પ્રભાતે ઉદાર મહારાજાએ બિહારીને મુખ્ય સેનાપતિની પદવીથી નવાજ્યો તથા તેને રહેવાને માટે એક અલાહેદો મહેલ આપ્યો. સુરેશ તથા વિનાયકને પણ ઉંચી પદવીઓથી નવાજ્યાં બહાદુર સુરેન્દ્રને મહારાજાએ સી. આઈ. ડી. ખીતાબથી સાથી મોટો અધિકારી બનાવ્યો, સોના મહોરોની કોથળીઓથી તેને નવરાવ્યો સુરેન્દ્રના કહેવાથી સ્નેહલત્તાને પણ ધનથી નવાજી એક ઉમરાવ સાથે પરણાવી આપી.

એક વખતનું દુઃખી સુવર્ણનગર ફરી સુખના ખોળામાં આળો-

ટવા લાગ્યું સમસ્ત નાગરીકો ભુત ભુલી જઈને આનંદની મસ્તીમાં મસ્ત બન્યા.

જો જીંદગી એ સ્વપ્ન છે, આશા તણો એ ડુંગરો,
તો ભોગવો જીવન તણી મઝા સર્વદા તો તમો.
ધર્મ કર્મ અદા કરી, સહુ સ્નેહીઓની સાથમાં;
કુદરત તણી ફુલવાડીની મ્હેનત ઉડાવો શોખમાં.

---

## પ્રકરણ ૨૬ મું.

### સ્નેહમય જગત

ચાલને સખી વંદાવનમાં;
ચાલને વ્હાલી રસસાગરમાં:—

ન્હાઇશું હીંચીશું સાથે મળીને,
રમીશું બંને સુહાસ્ય કરીને,
કાન ગોપીમાં સબરસ થાશું.
પ્રેમ ગોષ્ઠીનું અમૃત પીશું.

ચાલને સખી વંદ્રાવનમાં;
ચાલને સખી સંત સાગરમાં:—

તાલ મૃદંગથી સંગીત ગાશું,
ગાંડાં બની મીરાં ખુબ નાચીશું.

સ્વર્ગનાં સુખડાને ત્યાંજ લાવીશું,
સંતમત બની આ વિશ્વ ભુલીશું.

ચાલને સખી વંદ્રાવનમા;
ચાલને વ્હાલી પ્રેમા શ્રમમાં:—

પ્રભુ શ્રી વીરને બેસી ભજીશું
પ્રેમનો મંત્ર પ્રીતે શીખીશું,

અંતે પ્રેમી બની મોક્ષ ગ્રહીશું,
ના નારી-ભુ પ્રેમની રીત પઢીશું.

"અહા ! કેવું સુંદર કાવ્ય ! કેટલો અપુર્વ ભાવ ! કેટલી અનેરી મીઠાશ ભરી છે એ કવિતામાં ! અને વનિતાનો કંઠ એ અપુર્વતામાં કેટલું ગારવ મુકી રહયો છે. વાહ, પ્રભુ ! ત્હારી પણ અજબ લીલા છે હો ! કયાં ગયો કાલનો કુર, જુલ્મી અને સીતમગર બિહારી અને કયાં આજનો ભાવ ભર્યો, લ્હાણુ લેતો અધિકારી બિહારી ! કેવો તફાવત વનિતા અને કવિતા જેટલો ? નહિ તેથી તો ઘણોજ વધુ વનિતા મધુર છે, કવિતા પણ મધુર છે. વનિતા આનંદ આપે છે, દુઃખીને સુખી બનાવે છે. પીડિતને દિલાસો આપે છે; કવિતા પણ મનને આનંદ આપે છે, વિશ્વનું દુઃખી વાતાવરણ તજાવી સુખી બનાવે છે. ને ભાવ પુર્ણ કડીઓથી દુઃખીને દિલાસો આપે છે. બંન્નેમાં ફેરશો ? એક ચેતન અને બીજું જડ એક સબળ અને બીજું દુર્બળ ! બિહારી ! બિહારી !! કોનાં પ્રતાપે તું આજે રસલ્હાણુ લઈ રહયો છે ? સ્નેહલહાણુ ઉઠાવી રહયો છે ? કહે, કોના પ્રતાપે વ્યભીચાર વિકારનો વિનાશકારી સત્ય પ્રેમનું સાચું રહસ્ય સમજવા

શકિતભાન બન્યો છે ? એજ દેવીના પ્રતાપે કે જેનાં મધુર કંઠમાંથી ઉપરની રસખલીત કવિતા નીકળી પાષાણ હૃદયોમાં પણ ચેતના રેડી રહી છે. અહા ! કેવો મધુરો નાદ !" મધુકુંજમાં હંસાનું કાવ્ય સાંભળતો ઉભેલો બિહારી ઉપરના વિચારો કરી રહયો હતો. ધીરે ધીરે તે હંસા પાસે આવ્યો. ફુવારાની આસપાસ ગોઠવેલી સુંદર બેઠક પરથી હંસા પોતાના સ્વામીને નીરખી ઉભી થઇ ગઇ.

'હંસા ! શું ગાતી હતી ?' બિહારીએ પ્રશ્ન કર્યો.

'વ્હાલા ! એ તો પ્રેમરસના ઝરા વહેતાં હતાં, ગાયન નહતા. એતો અમૃતધારાઓ આકાશમાંથી નીતરી રહી હતી, કોઇ કંઠનાં નાદ ન હતાં, એતો અંતરનું ગુંજન હતું, જીભનો લવારો નહતો.' હંસાએ જણાવ્યું.

'હંસા ! તું શું કહે છે ? હું નથી સમજી શકતો તારી સાક્ષરી ભાષાના આદ્વિતીય આખ્યાનો વ્હાલી ! કેવું ગાયન !' બિહારી આકાશ પ્રતિ નીરખી બોલી ઉઠયો.

'હજુએ ન સમજ્યાં દેવ! ઉરના નાદ હજુએ ન સાંભળ્યા ?' હંસા બિહારીની તદ્દન નજીક ગઈ અને તેને કૉચ પર બેસાડતાં બોલી.

'નાથ! એ તો સ્નેહનાં રાસ હતાં. સાંભળો:—

સમજે કોઈ પ્રેમી એ અંતર નાદ,
ઉંડા ભેદો ભરી એ ભાવના.

સમજે કોઇ પાગલ, એ પ્રેમ વિરાટ,
કાંટા ભર્યાં ગુલ સ્નેહના.'

'વાહ દેવી વાહ ! તમે પણ કોઈ અદ્ભુત વ્યક્તિ છો. ક્યાંના ભાવ ક્યાં ઉતાર્યા ! સાચેજ ! કોઇ પાગલ શીરી ફરહાદજ એ કંટક ભર્યા માર્ગે આગળ વધવા હિંમત કરી શકે ! એ પનોતે પગલે મરી શકે;

સત્ય પ્રેમનો સાર એજ કે જીવનમરણનાં ખેલ.
અરે......હાં......જીવન મરણનાં ખેલ.

બાંધ્યા સાથે અંતર આત્મા, તુટે દેહ નહિ દિલ,
છુટે પ્રાણ નહિ પ્રેમ.

વ્હાલી ! સાચો સ્નેહ તે દાખવ્યો તે જગતને પ્રેમનુ સત્ય સ્વરૂપ દાખવનાર પણ તુંજ કેટલી કેટલી મુશ્કેલીઓમાં પણ ત્હેં મારા પ્રત્યેનું ત્હારૂં વર્તન નજ ફેરવ્યું. જગત આજે સાચા સ્નેહનું સ્વરૂપ જાણશે બિહારી બોલી ઉઠયો.

'જીવનાધાર ! સ્નેહનાં પંથ તો સદાયે આવા નિર્મળ છે. પ્રભુતામાં પહોચાડનાર છે. આત્માને ઉજવનાર છે જીવનને ઉજળું બનાવનાર છે. સાચા સ્નેહીઓ તો સદાયે ઇચ્છે કે:

આનંદ સુખને દુઃખમાં સૌ સાથમાં સ્નેહી રહે
દીલતાર સાંધી એકમેકે. ધ્યાનમાં તલ્લીન બને.
સાંચાં હૃદય જો તેહનાં તો કામની તાકાત શી
કે સ્નેહીઓના સ્નેહમાં વિક્ષેપ તે પાડી શકે ?
છે અમરતા સ્નેહમાં નિર્દોષ દિલના ભાવમાં

ભાવના ભગવાન છે તેથીજ સ્નેહી અમર છે., હંસાએ પ્રેમ સ્વરૂપનું પ્રકાશન કર્યું.

'પ્રભો ! સદાયે ત્હારાં જેવી ગુણવંતી નારી આપે એવી મ્હારી તેની પાસે પ્રાર્થના છે.

ધન્ય છે અવતાર નારી સદ્‌ગુણી પામતો,
ધન્ય છે ભરથાર, નારી તુજ સમી પામતો.
ધન્ય ધન્ય તે જીવ સંગત સારી પામતો,
પાપી હોય પતિત તોયે પુણ્યને પામતો.
મળજો તુજ સમી ગૃહિણી અથવા મળો ન કોઇ,
પણ મળજો નહિ કુભારજા જીવન બગડે જેહથી.'

'પ્રભો ! ચાલો હવે સંધ્યા સમય થતો જાય છે.' હંસાએ વાત ફેરવતાં કહ્યું.

'હા ચાલો સદા સાચા સ્નેહીનો અંતમાં વિજયજ છે. નારીના પ્રતાપે ભલભલા મ્હારા જેવા પાપીઓ પણ સત્યપંથે સિધાવે છે.'

સ્નેહ ઘેલાં પ્રેમીઓ સત્ય સ્નેહનું સ્વરૂપ સમજાવી અદ્રશ્ય બની ગયાં.

